મેસર્સ. સી. ડી. શાહ. એન્ડ કો૦ કૃત.

## ત્રિવેદિવાચનમાળા

# પુસ્તક સાતમાના અર્થ.

(જેની અંદર શબ્દાર્થ-વ્યુત્પત્તિ પ્રમાણે અને રૂઢ બંને રીતે; પાઠના સવાલ; પાઠનો સાર; માંથી મળતો બોધ; કવિતાની સમજુ ભાવાર્થ સાથે આપવામાં આવેલાં છે.)

રચનાર—મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો.
રચનારનું ઠેકાણું-શાહપોર-સુરત.

પ્રસિદ્ધ કર્તા—C. M. Shah.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું-શાહપોર-સુરત.



છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
છાપવાનું ઠેકાણું-'શંકર' પ્રી. પ્રેસ ચૌટાના પુલપર-સુરત.

સને ૧૯૨૩] કિંમત રૂ. ૦-૧૦-૦. [સંવત ૧૯૭૯.

મેસર્સ. સી. ડી. શાહ, એન્ડ કો૦ કૃત.

# ત્રિવેદિવાચનમાળા.

# પુસ્તક સાતમાના અર્થ.

(જેની અંદર શબ્દાર્થ—વ્યુત્પત્તિ પ્રમાણે અને રૂઢ બંને રીતે; પાઠના સવાલ; પાઠનો સાર; પાઠમાંથી મળતો બોધ; કવિતાની સમજુતી ભાવાર્થ સાથે આપવામાં આવેલાં છે.)

## પાઠ ૧.

ઇજીપ્ત=આફ્રિકાખંડનો એક દેશ; મીસર.

મિનારો=યાદગીરીમાટે ઊંચો બાંધેલો સ્તંભ

વાયવ્યકોણું=પશ્ચિમ અને ઉત્તર-દિશા વચ્ચેનો ખૂણો.

[illegible]કુ=તળીઉં ગોળ હોય, અને ઉપર અણી થઇ હોય, એનો ગાજરને મળતો આકાર.

ગણના=ગણતરી; નામના

ગણીગાંઠી=ગણી શકાય તેટલી; જૂજ; થોડી.

આશ્ચર્યજનક=નવાઇ ઉત્પન્ન કરેતેવું.

આશ્ચર્ય=નવાઈ,+જનક=પેદા કરનાર (जन ધાતુ=પેદા થવું+अक ક્રિ૦ વ૦ પ્રત્યય=કરનાર.)

અર્ધ મનુષ્ય=અર્ધું અંગ માણસને મળતું હોય તેવું.

કલ્પિત=કલ્પેલું; અનુમાન કરેલું.

મસ્તક=માથું.

ખંડિત=ભાંગેલું. (खंड=ભાગ+इत પ્રત્યય=વાળો.)

સંરક્ષણ=સારી રીતે સંભાળવું તે. (सम्=સારી રીતે +रक्ष ધાતુ =રક્ષણ કરવું+अन ક્રિ૦ વા૦ પ્ર૦)

સ્મારક=મરણ પછી યાદગીરી માટે જે ક્રિયા થાય છે તે.

અવસાન=મરણ.

મૃત=મરેલું (મૃ ધાતુ=મરણ પામવું +ત ભૂ૦ કૃ૦ પ્રત્યય.)

મમિ=મડદાને સુગંધિત વસ્તુઓથી ભરીને સાચવી રાખવું તે.

શબવાહિની=મડદાને લઇ જવાની પેટી

દરજ્જો=અધિકાર; પદવી; સ્થાન.

તાજુબ=નવાઇ, અચંબો.

પાદ=પાયો; તળીઉં; પગ.

પ્રવાસી=મુસાફર.

અમરપદ=પોતાનું નામ અમર રાખવાને જે ક્રિયા કરીએ છીએ તે (અમર=મરે નહિ તેવું; અચળ: +પદ=સ્થાન )

ઝંખના=ઇચ્છા; વિચાર.

પ્રબળ=બળવાન. (પ્ર ઉપ૦=વિશેષ +બળ=જોર.)

**સવાલ**—ઇજીપ્તના મિનારા ક્યાં અને કઇ નદીને કિનારે આવેલા છે ? મમિ એટલે શું ? એ મિનારો આકાર કેવો હોય છે ? હિંદુસ્તાનમાં પ્રખ્યાત મિનારા કયા કયા છે ? ઇજીપ્તમાં સહુથી પ્રખ્યાત મિનારો કયો છે ? અને કેટલાક વર્ષ પર એ બંધાયો હતો ? મનુષ્યના હૃદયમાં પોતાનું અમર નામ થાય તે માટે કેવી કેવી ઇચ્છાઓ થાય છે ?

જ૦ ૧—હીરોડોટસ નામનો........લગાડવામાં આવ્યાં હતાં. ૨—જે પદોથી પ્રાણી, પદાર્થ, ગુણ, સ્થિતિ, વગેરે ઓળખાય છે તેવાં પદો ૩—(अ) નામ, સર્વનામ, તથા વિશેષણના પદોને જે પ્રત્યય લાગે છે તે (ब) વિશેષણને **आई, आश, ता, त्व, पण, पणुं** એ પ્રત્યયો લાગવાથી ભાવ૦ નામ૦ બને છે,

| વિશેષણ. | પ્રત્યય, | નામ. |
|---|---|---|
| ભલો | આઇ | ભલાઇ |
| મીઠું | આશ | મિઠાશ |
| જડ | તા, ત્વ | જડતા, જડત્વ |
| ગળ્યું | પણ | ગળપણ |
| ચોકખું | પણું | ચોકખાપણું |

## પાઠ ૨.

સાહસે કોલંબસ......દુનિયામાં= હિંમત, અને પરાક્રમવડે કોલંબસ નામનો વહાણવટી નવી દુનિયામાં ગયો.

નવી દુનિઆ=અમેરિકાખંડ

અવસ્થા=સ્થિતિ; હાલત.

વિશ્વવિદ્યાલય=( વિશ્વ=દુનિયા+વિદ્યાલય=વિદ્યા ભણવાનું સ્થળ ) દુનિયામાં પ્રખ્યાત એવી મોટી શાળા; કોલેજ, યુનિવર્સિટિ.

નૌકાશાસ્ત્ર=વહાણ ચલાવવા વિષેનું જ્ઞાન આપનાર પુસ્તક (નૌ=નાવ, વહાણ)ઉપરથી નૌકા=નાનું વહાણ (નૌકા=શાસ્ત્ર)

કપ્તાન=વહાણનો ઉપરિ; ટંડેલ.

નિવાસ=રહેઠાણ.

નોંધપોથી=અમુક બાબત નોંધી રાખવાની ચોપડી.

સકારણ=કારણપૂર્વક. (સ=સહ, સાથે) (સ+કારણ.)

અગ્રેસર=આગળ પડતો ભાગ લેનાર; આગેવાન.

ધૂમનો હનો=ઘેલાનો હનો, વારંવાર યાદ આવતો હનો.

ભૂગોળવેત્તા=પૃથ્વીના ગોળા બાબતની હકીકત જાણનાર. (વેત્તા=જાણનાર. विद् ધાતુ=જાણવું ઉપરથી.)

ભૂગોળ=પૃથ્વીનો ગોળો. (ભુ=પૃથ્વી +ગોળ=ગોળો.)

નાવિક=હોડી હંકારનાર; ખલાસી.

કલ્પના=વિચાર

સંશોધન=શોધખોળ.

નિર્મિત કર્યો=નિર્માણ કર્યો; નક્કી કર્યો.

વ્યવહારકુશળ=અનુભવી.

ધારણા=ઇચ્છા; મનસૂબો.

નિરર્થક=અર્થ વગરની; નકામી. (નિર=નહિ+અર્થ=હેતુ, મતલબ+ અક પ્રત્યય )

તુચ્છકારી=નકામી ગણી; ધિક્કારી.

પત્રદ્વારા=કાગળ મારફતે. (પત્ર=કાગળ+દ્વારા=મારફતે)

પક્ષ=પાંખ; બાજુ

પ્રેક્ષક=જોનાર. (પ્રઉપસર્ગ+ઇક્ષ્ધાતુ =જોવું+अक પ્રત્યય)

સફર=મુસાફરી

સફળ=ફળવાળી; ફાયદાકારક; સાર્થક

ભીતિ=બીક. (ભીધાતુ=બીહવું+તિ પ્રત્યય.)

નિષ્ફળ=ફળ વગરની; નુકસાનકારક; નકામી. (નિષ્‌ઉપ.=નહિ, વિના + ફળ=પરિણામ.)

કેનેરિ=આટલાંટિક મહાસાગરમાં એ નામનો બેટ છે.

રુદન કરવા માંડયું=મોટેથી રોવા લાગ્યા.

દિલાસો=ધીરજ.

નાવિકકળા=વહાણો ચલાવવાની યુક્તિ.

અડગ=ડગે નહિ તેવી; સ્થિર.

સંશોધક=નવું નવું શોધ ખોળ કરનાર. (સં=સારી રીતે+શોધક =શોધનાર)

કાબુ=કબજો; સત્તા; અંકુશ.

તૂતક=વહાણમાં ઉતારૂઓને બેસવાની પાટીઓવાળી જગા.

ચોકસાઇથી=ખરી તપાસ કરીને. ચોકસ ઉપર, આઇ પ્રત્યય લાગી ભા૦ નામ ચોકસાઇ થયું.

**સવાલ**—કોલંબસની જન્મભૂમિ કઇ હતી? કોલંબસ કઇ કળામાં પ્રવીણ હતો? કોલંબસને કઇ નવી ભુમિ શોધવાનું મન થયું, શા કારણથી? કોલંબસે પોતાની ઇચ્છા કયાં કયાં રાજાને દર્શાવી? તેનું શું પરિણામ આવ્યું?

**જવાબો**-૧. નર્મદાશંકર કવિની.

૨. હસવું=નવાઇ ઉપજી હોય અથવા ખૂશી થઇ જે હસીએ છીએ તે. હસી કાઢવું=ઉતારી પાડવું, હલકું-નકામું ગણી કાઢવું.

૩. બહુવ્રીહિ સમાસ.

દાખલાઃ—સકર્મક, અકર્મક,

## પાઠ ૩.

૧૨૦૦ એક=આશરે બારસે; પૂરેપૂરા બારસો નહિ.

વિસ્તૃત=ઘણીજ લંબાઇ પહોળાઇ વાળું; મોટું.

ગાઢ=ઘણાજ પાસે પાસે; ખીચોખીચ.

ખરાબા=ટેકરા.

ચોંકી જવું=ચમકવું; બીવું

વ્યર્થ=નકામી.

કાલ્પનિક યોજના=અમલમાં ન મૂકી શકાય એવી રચના=(યોજના=રચના.)

નિઃસીમ=જેની સીમા નથી તેવું. હદ વગરનું. (નિઃ=નહિ+સીમ=સીમા, હદ.)

શીઘ્ર=તરતજ જડી આવેલો.

વિફળ=ઉલટું ફળ આપનાર; નકામી.

તરકટ=પ્રપંચ; દગો.

સ્ફુરતાં=બહાર દેખાઇ આવતાં.

અલૌકિક=અદ્ભુત; આ લોકમાં ન હોય તેવી.

રૂઆબ=રોફ; ભપકો; ઠાઠ.

ચિહ્ન=નિશાનીઓ; એંધાણી.

આશાજનક=આશા ઉત્પન્ન કરનાર.

સંશય=શક; વહેમ.

દિવ્ય પુરુષ=દેવ સમાન પુરુષ, દેવજેવો

સ્વાભાવિક=સ્વભાવ પ્રમાણે; કુદરતી

દ્વીપવાસી=દ્વીપમાં રહેનારા. (દ્વીપ=બેટ+વાસી=રહેનારો)

વિસ્મય=નવાઇ.

ફળદ્રુપ=રસાળ; ઘણુંજ પાકે એવી.

દ્વીપસમૂહ=બેટનો જથો.

**સવાલ**—કોલંબસે પોતાના વહાણ ક્યાંથી, કઇ દિશા તરફ હંકાર્યાં હતાં ? ખલાસીઓએ કોલંબસને મારે શું તરકટ રચ્યું હતું ? શા માટે એવી રચના કરી ? કોલંબસે ખલાસીઓને શું વચન આપ્યું હતું ? કોલંબસે કયો નવો ટાપુ શોધી કાઢ્યો ? તેનું શું નામ પાડ્યું ? તથા એ ટાપુ ક્યાં આવેલો છે ? કોલંબસના આ વૃતાંત પરથી શું સાર નીકળે છે ?

ઉત્તર:—૧. બહુવ્રીહિ સમાસ. નથી સીમા જેને એવો તે (સમુદ્ર) આમ વિગ્રહ થાય.

૨. દ્વિપ=હાથી; અને દ્વીપ=બેટ. દ્વિપ શબ્દ-દ્વિ=બે+પ=(પા ધાતુનું ટુંકું રૂપ)=પીવું. બેથી પીવું તે-મોં તથા સુંઢ એ બેથી જે પાણી પીએ છે તે. હાથી,

દ્વીપ=દ્વિ=બે+અપનું રૂપ ૲પ થાય છે. તેથી અપ=પાણી, પછી દ્વિ+ઈપ મળી 'દ્વીપ' થયું દ્વીપ=બે બાજુથી-બધી બાજુથી પાણી હોય તે; બેટ.

૩. અધિકાર મળવાથી જે પોતાની સત્તાનો રોપ-બીજાને બતાવી, બધાંને પોતાના કબજામાં રાખી હલકા ગણે તે.

પાઠ. ૪.

સ્પેનિઅર્ડ઼=સ્પેન દેશના વતનીઓ.

ફળ=પરિણામ.

સંક્ષિપ્ત=ટુંકુ.

ચર્મપત્ર=ચામડાનું પત્ર. (ચર્મ=ચામડું)

મીણીઆમાં=મીણવાળા કપડામાં.

સત્કાર થયો=માન મળ્યું; આવકાર મળ્યો.

વિજયયાત્રા=જય આપનારી મુસાફરી.

સુશોભિત=સારાં શોભાયમાન. (સુ=સારૂં+શુભ્ધાતુ=શોભવું+ઇતપ્રત્યય)

રમણીય=રમવા લાયક; સુંદર (रम् ધાતુ=રમવું+अनीय પ્રત્યય=યોગ્યતા દર્શક છે)

બ્યાન=વર્ણન.

સમાગમ=મેળાપ. (सम्=સારી રીતે+आगम=આવવું.)

આતુર=ઈંતેજાર; ઇચ્છાવાળા.

સંતોષકારક=સંતોષ કરનારૂં; સુખદાયી.

વિરૂદ્ધ=ઉલટો; સામેનો.

ન્યાયાધીશ=ન્યાય આપનાર ઉપરિ (ન્યાય+अधीश.)

સ્પર્ધા=હરિફાઇ; ચડસાચડસી; સરસાઇ.

ઉતારી પાડવાનો=હલકા ગણવાનો.
શીખવણી=ખોટું શીખવવું તે; ખોટી હકીકત બનાવી કહેવી તે.
સુખો=ઉપરિ.
સન્માન=સારૂં માન.
ઢબ=રીત
હિંમત=યુક્તિ.
સંપાદન કરવું=મેળવવું; પ્રાપ્ત કરવું.
પરિશ્રમ=(પરિ+શ્રમ) ઘણી મહેનત.
ઉદય=ઉન્નતિ; ઊંચી સ્થિતિ.
કદર=મૂલ્ય; કિંમત; ગણના.
સમૃદ્ધિ=વિશેષ દોલતવાળો; પૈસાદાર; ચડતી સ્થિતિ.

**સવાલ**—કોલંબસને પોતાને દેશ પાછાં આવતાં શી શી મુસ્કેલી નડી? કોલંબસની સફર કેટલીવાર થઇ? દરેક સફર પૂરી થયા બાદ તેને વિજય મળ્યો કે નહિ? કોલંબસને કયા દુષ્ટ રાજાએ કેવો હેરાન કર્યો? કોલંબસની છેલ્લી અવસ્થા કેવી હતી? કોલંબસ કયા ગુણોને લીધે વિજયી થયો?

**સાર**—(૧) ઘણા મોટા માણસોની કદર તેમના જીવતાં થતી નથી, પણ મરણ બાદ તેવા માણસોની કદર થાય છે. (૨) ઘણી મુસ્કેલીઓ આવ્યા છતાં ધારેલું કામ વચમાંથી છોડી મૂકવું ન જોઇએ

ઉ૦ ૧. નૌકાકળા, અડગહિંમત, શાંતિ, સંશોધકશક્તિ, અને સાહસ આ મુખ્ય ગુણો હતા.

૨. લોકોમાં અદેખાઇ, અને બીજાની ઉંચી સ્થિતિ જોઇ બળી મરવાનો, તથા હલકા ગણવાનો દુષ્ટ ગુણ હોવાના સબબથી.

૩. **अनीय** પ્રત્યય છે. **अनीय** પ્રત્યયનો અર્થ યોગ્ય. છે.

**પાઠ ૫.**

પ્રેમભક્તિ=પ્રેમવાળી ભક્તિ.
પ્રેમ અંશ=પ્રેમનો થોડો પણ ભાગ.
પ્રેમરસ=પ્રેમ રૂપી આનંદ.
ઉર=હૃદય, મન; અંતઃકરણ.
ઠરે=રહે; ટકે.

સિંહણકેરૂં=સિંહનું
સિંહણસુત=સિંહણનું બ.ળક
જરે=પચે.
કનકપાત્ર=સોનાનું વાસણ. (કનક=
સોનું+પાત્ર=વાસણ)
પાખે=સિવાય; વગર; વિના.
જીવન=જિંદગી ટકાવનાર; પોષણ
ખર=ગધેડું.
ક્ષારસિંધુ=ખારવાળો દરિઓ; સમુદ્ર
(ક્ષાર=ખારો પદાર્થ+સિંધુ=દરિઓ)
માછલડું=નાનું માછલું.
સોમવેલી=સોમ નામનો વેલો
(સોમ+વેલિ=વેલો; વેલ)
રસપાન=રસ પીવો તે. (રસ=
પ્રવાહી પદાર્થ+પાન=પીવું પા
ધાતુ=પીવું+અન પ્રત્યય)
શુદ્ધ=પવિત્ર; સ્વચ્છ.
વંગળવંશિ=જેનાં માબાપ બ્રાહ્મણ
સિવાય બીજી વર્ણ જાત-નાં
હોય તે; શુદ્ધ બ્રાહ્મણ નહિ તે.
વમન=ઉલટી; વામીટ.
વેદવાણી=વેદની વાણી.
વેદ=, વિદ્ ધાતુ=જાણવું ઉપરથી
વેદ) હિંદુ ધર્મશાસ્ત્ર છે. વેદ ૪ છે.
ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ.
ઉચરે=બોલે. વચ્ ધાતુ=બોલવું
ઉપરથી)
તદાપિ=તોપણ(તદ્=તે+અપિ=પણ)
અર્થ=હેતુ: મતલબ.
સરે=પાર પડે.
મત્સ્યભોગી=માછલાં ખાનાર
(મત્સ્ય=માછલું+ભોગી=ખાનાર
ભૂજ્ ધાતુ=ખાવું ઉપરથી-ભોગ+
इ પ્રત્યય.)
અધિકાર=યોગ્યતા; સારૂં પાત્ર.
મુક્તાફળ=મોતી.
ચંચુ=ચાંચ.
કોટિ=કરોડ.
પુરુષોત્તમ=વિષ્ણુ; ભગવાન; શ્રેષ્ઠ
પુરુષ. (પુરુષ+ઉત્તમ=શ્રેષ્ઠ) પુરુ-
ષોમાં શ્રેષ્ઠ.
પ્રીતમ=વહાલો (પ્રિયતમ ઉપરથી
અપભ્રંશ) (પ્રિય=વહાલો+तम
પ્રત્યય અધિકતા બતવનાર છે.)
અધિક વહાલો.
ગોવરધનવર=ગોવર્ધન પર્વતને ધારણ

કરનાર; વિષ્ણુ.
(વર=શ્રેષ્ઠ. વર પ્રત્યય શ્રેષ્ઠતા વાચક છેઃ—જેમકે મુનિવર, ઋષિવર, નરવર.)

## પાઠ ૫. પ્રેમભક્તિ.

**સમજુતી**—જન્મથીજ જેનામાં પ્રેમનો અંશ હોય; તેનાજ હૃદયમાં પ્રેમ રસ ઠરે છે. સિંહણનું દૂધ હોય તે, સિંહણનું સંતાનજ પચાવી શકે છે બીજાનાં બાળકો એ દૂધ પીવાથી મરણજ પામે. સિંહણનું દૂધ સોનાના વાસણમંજ ઠરી શકે છે, સોનું સિવાય બીજી બધી ધાતુમાં એ દૂધ રહેતું નથી, અને ધાતુને ફાડીને આરપાર નીકળે છે–૧

જેમ ખારા દરીઆમાં રહેનારૂં માછલું મીઠા પાણીમાં મૂકવાથી મરી જાય છે, તેમ સાકર જેને પોષણ આપે છે તેજ સાકર ગધેડું પચવી શકતું નથી. ઉલટું સાકર–ખાંડ ખાવાથી મરણ થાય છે–૨.

જે શુદ્ધ બ્રાહ્મણ હોય તેજ સોમના વેલાનો રસ પી શકતા હતા. પણ જે બ્રાહ્મણના વંશનો ન હોય તેવો બ્રાહ્મણ એ રસ પીએ તો તેને ઉલટીજ થાય એમ વેદની વાણી કહે છે. ૩

સારી યોગ્યતા વગર ઉત્તમ વસ્તુ અથવા ઉંચ સ્થાન મળી શકતું નથી, જો મળે તો તેથી કાંઇ સારૂં પરિણામ આવી શકતું નથી, અથવા તે ઉંચું સ્થાન તે જાળવી શકતો નથી–અહંકારી બને છે, દગાખોર થાય છે, લાંચીઓ થાય છે. તેમ માછલાં ખાનાર બગલો તેને મોતી મળે તો તે જોઇ તેને ચાંચ ભરીને ખાઇ શકતો નથી. અર્થાત્ નીચને ઉચ્ચ સ્થાન મળે તો માણસ તે સ્થાન દીપાવી શકતો નથી. ૪

એવીજ રીતે કરોડો સાધન મળ્યાં છતાં, કોઇ ખરા પ્રેમવિના ભક્તિ કરે તો ભગવાન–વિષ્ણુ–પણ સામું જોતા નથી. દયારામ કવિ

કહે છે કે અતિ વહાલા શ્રી વિષ્ણુભગવાન પ્રેમ સાથેનીજ ભક્તિથીજ આપણા પર ખૂશ થાય છે. ૫

સાર—પ્રેમ વિનાની ભક્તિ નકામી છે.

ઉ૦— ૧. પ્રેમ સાથે જોડાએલી ભક્તિ.

૨. ડુ' પ્રત્યય.

૩. ડો, ડી, ડું પ્રત્યય લઘુતા બતાવે છે.

બીજા પ્રત્યયો- કો, કી, કું; લો, લી, લું;

પાઠ ૬.

ભક્ષ્ય ભક્ષઃ=ખાવા લાયક, અને ખાનાર ભક્ષ્ય=ખાવા યોગ્ય.(ભક્ષ્ ધાતુ=ખાવું+ય પ્રત્યય. યોગ્યતા બતાવે છે.)

ભક્ષઃ=ખાનાર. (ભક્ષ્+अक પ્રત્યય. નામ બનાવે છે.)

પ્રીતિ=વહાલ; હેત (પ્રીધાતુ=ખૂશ કરવું+ ति પ્રત્યય.)

વિપત્તિ=દુઃખ,(વિ ઉપ૦=વિશેષકરીને +पत् ધાતુ=પડવું+ति પ્રત્યય.)

પાશ=ફાંદો; જાળ.

મૃગ=હરણ.

કાક=કાગડો.

હૃષ્ટપુષ્ટ=શરીરે કૌવતવાન; ભરાઉ; મજબુત; માંસથી ભરેલો.

સ્વચ્છંદે=પોતાની મરજી મુજબ.

કુશળ=સુખરૂપ; સુખી.

ક્ષુદ્રબુદ્ધિ=એ નામ છે. (૨) ટુંકી બુદ્ધિવાળો.

બંધુરહિત=બંધુ-સગાંવહાલાં વગર (બંધુ=ભાઇ, સગાંવહાલાં, કુટુંબ + હિત=વગર)

બંધુસહિત=કુટુંબ સાથે.

પુનઃ=ફરીથી.

અનુચર=સેવક (अनु ઉપ૦=પાછળ +ચર ધાતુ=ચાલવું) પાછળ ચાલનાર.

નિવાસ સ્થાન= રહેવાની જગા. (નિવાસ=રહેઠાણ+સ્થાન=જગા.)

સુબુદ્ધિ=નામ છે (૨) સારી બુદ્ધિ (સુ=સારી+બુદ્ધિ.)

વ્યતીત કરવું=ગાળવું.
ઉચિત=યોગ્ય.
શીલ=આચરણ.
વાર્તા વિનોદ=વાતચીત કરી આનંદ મેળવવો તે. (વાર્તા +વિનોદ= આનંદ)
રૂચતે સ્થળે=પોતાની ગમતી જગાએ (રૂચ્ ધાતુ=ગમવું)
યમના ઘરમાંથી=મરણ લાવનારના ઘરમાંથી-પાશમાંથી. (યમ એ મરણને દેવ છે.)
સમર્થ=જોરાવર.
મુક્તકર=છોડવ. (મુચ્ ધાતુ=મુક્તિ આપવી; છોડવવું)
મનોરથ=મનની ઇચ્છાઓ.
સિદ્ધ થયા=સફળ થયા; ફળ્યા; નક્કી થયા.

સવાલ—કઇ નગરીમાં હરણ તથા કાગડો સ્વચ્છંદે રહેતાં હતાં? શિઆળે કોને ફસાવવા વિચાર કર્યો? શિઆળે પોતાનું શું નામ કહ્યું? તથા હરણને શું કહ્યું? હરણને કોની સાથે મૈત્રી હતી? હવે હરણને કોની સાથે ભાઇબંધી થઇ? કાગડે હરણને શું કહ્યું? હરણે કાગડાને શું જવાબ આપ્યો? હરણના મિત્ર થવામાં શિઆળની શું મતલબ હતી? શિઆળ હરણને કઇ જગ્યાએ પછી લઇ ગયું? એ જગ્યાએ કોણે જાળ નાખી હતી? એ જાળમાં સપડાવાથી શિઆળે શું મનમાં ઇચ્છ્યું?

## પાઠ ૭.

મુક્તિ=છુટકારો; મોક્ષ.
ઉર્મિ=મોજાં; છોળો; લહરિ; લહેર
બંધન=બાંધેલી દોરી; બાંધણ.
સત્વર=તરતજ. (સ=સહ; સાથે+ ત્વરાનું ટુંકુંરૂપ ત્વર=ઉતાવળે; ઝડપ)=ઝડપથી; એકદમ
સ્પર્શ કરું=અડકું. (સ્પૃશ્ ધાતુ= અડકવું. પરથી)
અંદેશો=શક; વહેમ.
ધૂર્ત્ત=લુચ્ચું.
વાર્યું=અટકાવ્યું.
નિસાસો=દિલગીરી કે દુઃખથી નીચો શ્વાસ કાઢવો તે

ઉદ્દેશીને=મનમાં લાવીને.

ચંચુપ્રહાર=ચાંચથી મારવું તે. (ચંચુ=ચાંચ+પ્રહાર=મારવું, ઘા કરવા) (પ્રહારમાં પ્રઉપ૦+હૃધાતુ =હરવું છે)

નિશ્ચલ=સ્થિર (નિસ્=નહિ+ચલ ધાતુ=ચાલવું.)

પલાયન કરી જવું=ચાલ્યા જવું.

મુડદાલ=મડદાના જેવું; મરેલું.

પ્રફુલ્લ=ખીલેલાં. (પ્ર ઉપ૦=વિશેષ આગળ+ફુલ્લ ધાતુ=ફૂલવું, પહોળું થવું, ખીલવું.)

ક્ષેત્રપાળ=ખેડુત. (ક્ષેત્ર=ખેતર+પાળ= પાળનાર, રક્ષણ કરનાર પાલ્ધાતુ =પાળવું ઉપરથી)

મૈત્રિ=મિત્રાચારી; ભાઇબંધી; દોસ્તી.

સ્વાર્થી=પોતાનીજ મતલબ સાધનાર; મતલબીઓ.

(સ્વ=પોતાનું+અર્થ=હેતુ, મતલબ+ ઈ પ્રત્યય=વાળો)

નિઃસ્વાર્થી=મતલબીઓ નહિ તે. (નિસ્=નહિ+સ્વાર્થ=પોતાની મતલબ+ઈ પ્રત્યય).

કરે તેવું ભોગવે=જેવાં કાર્ય કરે તેવાં ફળ મેળવે.

વાવે તેવું લણે=જેવાં બી વાવે તેવુંજ લણે એટલે ધાન્યનાં બી વાવ્યા હોય તો તેમાંથી ધાન્યજ મળે. કપાસનાં બી વાવવાથી કપાસ રૂ મળે છે, પણ કપાસનાં બીથી તલ, કે જુવાર ન મેળવે.

**સવાલઃ**—ત્રણે જાનવરોમાં સૌથી વિશેષ લુચ્ચું કોણ? કોણે લુચ્ચાઈ કરી, કોને ફસાવ્યું, અને કેવી રીતે ફસાવ્યું? છેવટે કોનો નાશ થયો? કોની દોસ્તી સ્વાર્થી હોય છે? સ્વાર્થી મિત્રતાના દાખલા આપો. પાઠની મથાળે લખેલી બે લીટીઓનો અર્થ સમજવો.

**સાર**—૧. વિરુદ્ધ ગુણવાળા સાથે દોસ્તી કરવી નહિ ૨. મનુષ્યનાં પાપ, ત્રણ દહાડે, ત્રણ પખવાડીએ, ત્રણ મહીને, કે ત્રણ વર્ષે પણ જાહેર થયા વિના રહેતાં નથી. ૩. કર્મ કોઇને છોડતું નથી, ૪. કરે તેવું ભોગવે ૫. વાવે તેવું લણે.

## પાઠ ૮.

જ્વાળામુખી=જેના મોઢામાંથી અગ્નિની જ્વાળા નીકળે છે તેવો; બળતો મુખવાળો.
(જ્વાળા=બળતું, ઝાળ+મુખ=મોઢું +ઈ પ્રત્યય=વાળો)

ઉષ્ણ=ગરમ.

કરાડ=બખોલ; મોટી ફાટ.

ગર્ભમાં=પેટામાં; અંદરના ભાગમાં

ફડાફડ=ફડફડ એમ અવાજ થવો તે. કેટલાક શબ્દો બેવડાય છે. જેમકે ટપોટપ, અથડાઅથડી, તડાતડ, પડાપડ, ધડાધડ, હસાહસ વગેરે.

જિજ્ઞાસુ=જાણવાની ઇચ્છાવાળા. (ज्ञा ધાતુ પરથી જાણવું)

નિરીક્ષણ = બારીક તપાસ; અવલોકન. (નિર્ ઉપ૦ + ईक्ष् ધાતુ=જોવું+अन પ્રત્યય.)

જિજ્ઞાસા=ઇચ્છા (ज्ञा ધાતુ=જાણવું પરથી.)

તૃપ્ત=સંતોષ. (तृष् ધાતુ=સંતોષ થવું.)

પ્રચંડ=વિશેષ જોરથી; ક્રોધી, ભયંકર.

ઉદ્ભવ્યા=થયા; બન્યા (ઉદ્ ઉપસર્ગ=ઉંચે+भू ધાતુ=થવું, બનવું+ આ પ્રત્યય.)

ચૂંટણી=પસંદગી.

આબાલવૃદ્ધ=બાળકો તથા ઘરડાં. (આ ઉપ૦+બાલ=બાળક+વૃદ્ધ=ઘરડાં.)

અવશિષ્ટ=શેષ; છેવટનો બાકી રહેલો ભાગ.

ચીલા=ધરડ; ગાડીના પૈડાંથી જમીનમાં જે ઊંડા રસ્તા પડે છે તે.

મિથ્યાભિમાની=ખોટી મોટાઇવાળો. (મિથ્યા=ફોકટ, વૃથા+અભિમાન +ઈ પ્રત્યય=વાળો)

સ્ફુર્યો=ઉત્પન્ન થયો.

લુપ્ત થાઉં=સંતાઇ જાઉં. (लुप् ધાતુ=છૂપાવું)

દૈવીબળ=દેવતાઇ શક્તિ.

ભેદ પ્રકટ થઇ ગયો=પોતાનું છુપું કાર્ય બધાને જાણીતું થઇ ગયું.

ખપવું=ગણાવું.

આત્મહત્યા=આપઘાત; જીવનો જાણી જોઇને પોતે નાશ કરવો તે.

(આત્મ=આત્મા-જીવ+હત્યા=નાશ હન્ ધાતુ ઉપરથી.)

ભેદ=છૂપી વાત.

હયાતી=હોવાપણું.

**સવાલ**—જવાળામુખી પર્વતના મુખમાંથી શું શું નીકળે છે? એવા પર્વતથી શું શું નુકસાનો, કઈ જગ્યાએ થયાં છે? પ્રખ્યાત જવાળામુખીનું નામ કહો તે ક્યાં છે? પૃથ્વીનો અંદરનો ભાગ કેવો છે? જવાળામુખી પર્વતો શાથી બને છે? એશિઆખંડમાં એવા પર્વતો વધારે ક્યાં છે?

### પાઠ ૬.

દિવ્ય=દેવના જેવું; પ્રકાશિત (દિવ્ ધાતુ=પ્રકાશવું+ય પ્રત્યય.

દૈવી સંપત્તિ=દેવ લોકો તરફથી મળેલી સંપત્તિ; મનના દેવતાઈ ગુણો.

આસુરી સંપત્તિ=રાક્ષસમાં હોય તેવા મનના ખરાબ ગુણો.

દ્વેષભાવ=કોઇને ધિક્કારવું તે.

ઇર્ષ્યા=અદેખાઇ.

અપકાર=બીજાનું ભુંડું કરવું તે. (અપ=નીચું+કૃ ધાતુ ઉપરથી કાર =કરનાર)=હલકું કામ કરનાર

અર્થાત્=અથવા, સારાંશ એ છે કે.

રાક્ષસી દૃષ્ટિ=રાક્ષસના જેવી નજર; નઠારી નજર.

દૈવી દૃષ્ટિ=દેવના જેવી નજર; બધા તરફ સમાન જોવાની નજર. (દેવ+ઈ+દૃષ્ટિ)

દૃષ્ટિ=નજર (દૃશ્ ધાતુ=જોવું+તિ પ્રત્યય)

સિદ્ધાંત=સિદ્ધ કરેલી બાબત. (સિદ્ધ=સાબીત કરવું + અંત = છેલ્લો.)

રહસ્ય=સાર; તત્વ; છૂપો ભેદ.

કામના=ઇચ્છા.

સાત્ત્વિક વૃત્તિ=સત્વગુણવાળી મનની સ્થિતિ. સત્વ; રજસ્ અને તમસ એવા ત્રણ ગુણ છે.

સત્ત્વગુણ=શાંતિ નિર્મળ મન વગેરે ગુણ (સત્વ=સત્=સાચું+ત્વ=પણું)

રજોગુણ=લોભ, તૃષ્ણાદિનો ગુણ.

વર્તન=રીતભાત; આચરણ. (વૃત્ ધાતુ=વર્તવું+અન ક્રિ૦ વા. પ્રત્યય.)
દુષ્ટ સંસ્કાર=નઠારી છાપ. (દુષ્ટ+ સંસ્કાર) (દુષ્ટ=દુષ્ ધાતુ=નઠારું +ત પ્રત્યય+સંસ્કાર)=સં+કૃ ધાતુ ઉપરથી કાર)=છાપ.
પરિસ્થિતિ=આસપાસની સ્થિતિ; વાતાવરણ.
ભાવના=ઇચ્છા; વિચાર.
પ્રતિજ્ઞા=ટેક; વચન; પણ.
પશ્ચાત્તાપ=પાછળથી થતું દુઃખ (પશ્ચાત્=પાછળથી+તાપ=દુઃખ)
શિલાલેખ=પત્થર કોતરાવેલું લખાણ (શિલા=પત્થર+લેખ=લખાણ.)
રૂઇએ=રીતિએ.
સખ્તાઇ=સખ્તપણું; ક્રોધ; ગુસ્સો.
શેકસપીઅર = ઇંગ્લાંડમાં થએલો પ્રખ્યાત કવિપુરુષ.
તાણીતોસીને=ખેંચતાણ કરીને.
દિવ્ય=દેવતાઇ; દેવ તરફથી મળેલો.
મેઘવૃષ્ટિ=વાદળાંમાંથી પડતો વરસાદ (મેઘ=વાદળું+વૃષ્ટિ=વરસાદ)
રાજદંડ=રાજા તરફથી જે સજા થાય છે તે. (રાજ=રાજા राज् ધાતુ=શોભવું+દંડ=શિક્ષા, સજા)
આડંબર=મોટો ડોળ; દબદબો, ભપકો.
રાજ ચિહ્ન=રાજા તરીકે ઓળખવાની નિશાનીઓ.
અભિષિક્ત=સ્થાપિત; સ્થપાએલી.
સાક્ષાત્=ખરેખર; નક્કી.
ઐશ્વરી=દૈવી; ઇશ્વરના અંશવાળી (ઇશ્વર+ई પ્રત્યય)
માનુષી શક્તિ=મનુષ્યમાં રહેલી શક્તિ
મુકુટ=માથે પહેરવાનો મુગટ.
પ્રાણિમાત્રને=દરેક પ્રાણીને.

**સવાલ**—શ્રીકૃષ્ણે મનુષ્યના ગુણોને કેવા બે ભાગમાં વહેંચ્યા છે? અહિંસા એટલે શું? આપણે બીજા તરફ કેવી રીતે વર્તવું? વિદ્વાનો દેખતા કોને કહે છે? અને આંધળા કોને ગણે છે? અહિંસાનો સિદ્ધાંત કયા લોકો ઘણે માને છે? ગૌતમ બુદ્ધે કયાં દુખોથી નિરાશ થઇ વનવાસ સેવ્યો? બુદ્ધનો ઉપદેશ શું હતો?

મનુષ્ય પોતે પશુ જેવો ગણાય છે તેનાં શાં કારણો છે? ખ્રિસ્તી ધર્મ શાનો બોધ કરે છે? ન્યાયમાં કયો દૈવી ગુણ જોઇએ? પુરૂષના હૃદય કરતાં સ્ત્રીનું હૃદય કેવું છે? દયાળુ હૃદય શા માટે કયું હોવું જોઇએ? દયાનો ગુણ કેવી રીતે આવ્યો છે? દયાનું સ્થાન કોના કરતાં ઉંચું છે? એ ગુણથી કોનું ભલું કરી શકાય છે? દયા એ કેવો ગુણ છે? રાજાનાં હૃદયમાં દયાનો ગુણ છે કે? ન્યાય સાથે દયા મળે તો મનુષ્યનું બળ કોના જેવું શોભે છે?

### પાઠ ૧૦.

પ્રતિ=તરફ.

સહજ=સ્વાભાવિક રીતે; એની મેળે (સહ=સાથે+જ=જન્મેલો)

નરપશુ=પશુ જેવો માણસ. (કર્મ ધા૦ અ૦)

પ્રવેશ કરે=પેસે; આવે (પ્ર ઉપ સાથે **વિશ** ધાતુ=પેસવું. આ ઉપસર્ગ સાથે **વિશ** ધાતુ આવવાથી આવેશ=ગુસ્સો.)

આસુરી કર્મ=રાક્ષસોના જેવું નિંદવાલાયક કામ (અસુર=રાક્ષસો અ=નહિ+સુર=દેવતા (દેવતા નહિ તે; રાક્ષસ. અસુર+ઈ પ્રત્યય આસુરી.)

પાંજરાપોળ=અશક્ત પશુઓને રાખી તેની સંભાળ રાખવાની પંજરા જેવી જગ્યા.

નિભાવવું=પોષણ કરવું; ટકાવવું

દયાભાવ=દયાની લાગણી.

લીન થવું=ગરક થવું; એક ચિત્ત થવું; રસબસ થવું; ભાન ભૂલી જવું.

અસહ્ય=સહન ન થઇ શકે તેવા.

પ્રહાર=ઘા; લાગણી દુખાય એવા શબ્દ બોલવા તે શબ્દ પ્રહાર કહેવાય.

ક્રૂર=ઘાતકી

રૂધિરપ્રવાહ=લોહીનું વહેણ.(રૂધિર=લોહી+પ્રવાહ=વહેવું તે. વહેણ; વહેળો.)

વજ્રસમ=વજ્રની પેઠે ઘણા સખત

વજ્ર=પહાડ કે પત્થરના પણ ચૂરે ચુરા કરી શકે એવો સખ્ત પદાર્થ.

પહાડીહૃદય=પહાડના જેવું નક્કર મન. ( પહાડ જેમ વરસાદથી ભીંજાઇ ભાંગતો નથી અને પીગળતો નથી તેમ દયાથી જેનું મન પીગળતું નથી એવું હૃદય.)

અંશ=ભાગ

વશ કરે છે=તાબે રાખે છે.

અધમ=નીચ; હલકા; લાગણી વિનાના.

ગેલ કરતો=રમતો; આનંદ કરતો

પ્રેક્ષકો=જોનારા માણસો.

(પ્ર ઉપ+ઇક્ષ ધાતુ=જોવું+અક= ક્રિ૦ વા૦ પ્રત્યય=કરનાર)

વૃત્તિ=વલણ; લાગણી; અસર

જળકૂકડો=પાણીમાં રહેનાર કૂકડો;

નવલકથાકાર=નવી કલ્પિત વાર્તા બનાવનાર ( નવલ=નવી+કથા= =વાર્તા; આખ્યાન+કાર પ્રત્યય= કરનાર)

ચેતના=ચેતનપણું; ચંચળતા; જાગૃતિ. ( ચેતન+આ પ્રત્યયથી નારીજાતિ બને છે)

લવમાત્ર=સહેજપણ; લગારપણ.

ક્રૂરતા=ક્રૂરપણું; ઘાત્કીપણું.

છાજે છે=શોભે છે.

**સવાલ**—મનુષ્યને છાજે નહિ એવું કયું કામ આપણે પશુઓ તરફ કરીએ છીએ? પ્રાણીઓમાં કઇ જાતની લાગણીઓ છે? પ્રાણીમાં પણ ઉપકારક વૃતિ છે એવો દાખલો કહો. જૈન લોકો કયા સિદ્ધાંતને માને છે? એ સિદ્ધાંતને અનુસરી જૈનો કયાં પરોપકારી કામો કરે છે? કેટલાંક મનુષ્યમાં દયાનો અંશ નથી તેઓ પ્રાણી તરફ કેવી જાતનું વર્તન રાખે છે તે કહો.

**સાર** ૧:—કોઇ પણ પ્રાણીને તેના ગજા ઉપરાંત કામ કરાવી દુઃખ દેવું નહિ. (૨) બધી વસ્તુઓ—પ્રાણી કે પશુ—તરફ સમાન ભાવ દર્શાવવો, અને પોતાની માફક તેમને પણ દુઃખ થાય છે એ ધ્યાનમાં

રાખવું (૩) પોતાની મતલબ સાધવા માટે સામાની લાગણી દુ:ખવવી નહિ.

### પાઠ ૧૧.

નારીપ્રશંસા=સ્ત્રીનાં વખાણ. (નારી=સ્ત્રી+પ્રશંસા=વખાણ. પ્ર૦ ઉપ૦+શંસ્‌ધાતુ=ગુણભાવ. વખાણવું+આ નારીજાતિ બનાવનાર પ્રત્યય.)
રામા=સ્ત્રી. (રમ્‌ધાતુ=રમવું.+આ નારીજાતિનો પ્રત્યય.)
રત્નની ખાણ=કીમતી વસ્તુઓના ભંડાર જેવી; ખજાના રૂપ.
રત્ન=કીમતી વસ્તુ; જવાહીર; પોખરાજ વગેરે.
રંભા=સ્ત્રી; રંભા નામની સ્વર્ગની અપ્સરા.
કર=કરમાં; હાથમાં.
ગેહ=ઘર.
સદન=ઘર; સ્થાન. (સદ્‌ ધાતુ=બેસવું+અન ક્રિ૦ વા૦ પ્રત્યય.)
વદન=મોં. (વદ્‌ ધાતુ=બોલવું+અન ક્રિ૦ વા૦ પ્રત્યય.)
ભડ=(ભટ ઉપરથી) યોધ્ધો; લડવૈયો
કરણ=કર્ણ નામે દાનેશ્વરી રાજા; સૂર્યપુત્ર.
હારના=એવા; બરાબરીઆ; સમાન.
નૃપતિ=રાજા. (નૃ=નર, માણસ+પતિ=ધણી) માણસોનો ધણી; રાજા.
નેટ=નક્કી.
સુત=છોકરો; પુત્ર. (સુ ધાતુ=જન્મ આપવો.)
સુતા=છોકરી. (સુત+આ)
દામ=પૈસા; નાણું.
પિંડ=મરણ પછી, જે ક્રિયા મરેલાં માટે થાય છે, અને ત્રણ ગોળા લોટના મૂકાવે છે તે. મરેલાં એ ત્રણ પિંડને ખાય છે એમ હિંદુ લોકનું માનવું છે.
પિત્રી=(પિતૃ=બાપ, પિતા ઉપરથી) બાપનાં મરણ પામેલાં સગાંઓ.
શાહ=રાજા; શાહુકાર.
જસો=જેવો.
તસો=તેવો.
તોય=તોપણ; વળી.
તસ્કર તસો=ચોર જેવો.

માનીનિ=સ્રી. (मन् ધાતુ=માન ઉપરથી) (માનવાળી સ્રી).

મહામાયા=મોટી માયા. (બધાને વશ કરે તેવી.)

ખાંત=ખંત; પયત્ન.

જુવતિ=જુવાન સ્રી. યુવતિ ઉપરથી 'ય' નો 'જ' બને છે. જેમકે—યમ—જમ; યાત્રા—જાત્રા; યજમાન—જજમાન; યમુના—જમના. વગેરે.

જણીઆ=ઉત્પન્ન કર્યાં. (जन् ધાતુ=જન્મવું)

પ્રીછજો=જાણજો; ઓળખજો.

સાક્ષી=પુરાવો આપનાર; નજરે જોનાર. (સ=સહ, સાથે+અક્ષિ=આંખ)

રંગ રમાડે=આનંદ આપે; ખુશી કરે; રીઝવે.

ઘરસૂત્ર=ઘરનો કારભાર.

પરસવે=પ્રસવે; જન્મે; પેદા થાય, નીપજે.

સપુત્ર=સારો છોકરો. (સુપુત્રનું ટુંકુંરૂપ સપુત્ર) (સુ=સારો+પુત્ર=છોકરો)

પુત્ર=છોકરો (पु નામના નરકમાંથી જે રક્ષણ કરે છે. તે પુત્ર.)

સાધ્વી=સારાં આચરણવાળી; સતી.

સારખી=સરખી; બરોબર.

**શામળભટ્ટ**—એ કવિ અમદાવાદમાં વેગણપુરમાં થઇ ગયા. એમણે પુષ્કળ છપ્પા બનાવ્યા છે, તથા કેટલાક શમસ્યા=(છુપા ઉત્તરવાળી કવિતા) રચ્યા છે. શુડાબોતેરી, મડાપચીસી, વેતાલપચીસી, રાવણમંદોદરી સંવાદ, સિંહાસન બત્રીસી, ઉદ્યમ ને કર્મનો સંવાદ વગેરે ગ્રંથો એ કવિએ રચ્યા છે. કવિ ન્યાતે શ્રીગોડ માળવી બ્રાહ્મણ હતા, અને પ્રેમાનંદ કવિના સમયમાં એ કવિ થયા છે. પ્રેમાનંદ તથા શામળ એ બંને કવિને પરસ્પર સારો ઝગડો થયો હતો.

**સમજુતી**—સ્રી એ અપ્સરા જેવી મનોહર અને રત્નોથી ભરપૂર ખાણ જેવી છે. (રત્નોના ભંડાર રૂપ છે. (તે) ગળામાં હાર, હાથમાં ચુડી, બાંહલો, વસ્રો વગેરે સોળ શણગાર ધારણ કરે છે. સ્રીથી

ઘર પણ સારૂં અજવાળા જેવું શોભે છે, તથા (સ્ત્રીની) દેહ (કાયા) પણ શોભાયમાન અને કોમળ બનાવી છે, શોભાનું સ્થાન (સ્ત્રી) છે, સ્ત્રી, મોંપણ હસમુખું અને સામાને રાજી કરે એવું રાખે છે. પરાક્રમી રાજા ભોજ, કરણ, વિક્રમ અને વિક્રમ જેવાના બરોબરીઆ, તથા વિદ્વાનો, ચતુર પુરૂષો, અને રાજકુંવરો, તથા રાજાઓ એ બધા સ્ત્રીથી ઉત્પન્ન થએલાજ પુત્રો છે. ૧

જે ઘરમાં ઘર ચલાવનારી સ્ત્રી હશે, તે ઘરના પુરુષને ઉધાર નાણાં મળશે, જે ઘરમાં ઘર ચલાવનારી સ્ત્રી હશે, તે ઘરના પુરુષનું પિંડદાન, મરેલાં સગાંઓ પણ લેશે, જે ઘરમાં ઘરચલાવનારી સ્ત્રી હશે, તોજ તે ઘરના પુરુષનું મેણું ટળશે મતલબ કે વગર બાયડીનો કે વાંઢો છે એવું કોઇ કડવું વચન કહેશે નહિ. જે ઘરમાં ઘર ચલાવનારી સ્ત્રી હશે, તે ઘરના પુરુષને સારૂં માન માણસોમાં મળશે. વળી જેને ઘરનાર ઘરમાં હશે (છે) તે રાજા જેવો સરસ શોભાયમાન દેખાય છે. (પણ) જેને ઘરનાર નથી તે પુરુષ ભલે રાજા હશે પણ બળ વગરનો, અને ચોર જેવોજ હલકો-નીચ ગણાય છે. ૨.

સ્ત્રીની કિંમત અંકાય નહિ તેવી છે, તથા એ (સ્ત્રી) સર્વને સ્નેહ પાશમાં સપડાવનારી ને વશ કરનાર (શક્તિરૂપ) છે. જે સ્ત્રીને તાબે કરવા મથે છે તેનો પ્રયત્ન નકામો છે. સ્વર્ગના (દેવ) મૃત્યુના (મનુષ્યો) અને પૃથ્વીના તળીઆના જે નાગ લોકો કહેવાય છે. તથા જે ભારત-ઇતિહાસ-પુરાણ-વગેરેનો ઉંડો ગુપ્ત અર્થ ભણનારા જે જે મનુષ્યો છે, તથા તવંગર, ગરીબ અને શાહીકુટુંબના જે માણસો છે, એ બધાં મનુષ્યોને સ્ત્રીઓએજ પેદા કર્યા છે. સ્ત્રી એ સાચા રત્નની ખાણ છે, અને પુરુષથી મોટી (અજીત) છે એમ સમજજો અને બધા અંતરમાં

ઇચ્છા રાખજો કે સ્ત્રી એ તેવીજ છે એમ બધાં હિંદુ ધર્મશાસ્ત્રો પણ એ બાબતની સાખ આપે છે એમ શામળકવિ કહે છે. ૩.

ચોકખા મનવાળી (કપટ વગરની) સ્ત્રી, પોતાના ધણીને સ્વર્ગ (સારા સ્થાન)માં સ્થાન આપે છે, અને જુવાન સ્ત્રી (પોતાના ધણીને) જુવાનીમાં રાજી થઇ, આનંદ આપે છે, વળી વંશની નઠારી આબરૂને ઢાંકે છે, તથા ઘરનો કારભાર પણ સૌથી સારી રીતે ચલાવે છે વળી સ્ત્રીથી સારા છોકરા જન્મે છે, અને તેથી વંશની પણ વૃદ્ધિ થાય છે. (વંશ કાયમ રહે છે.) વળી જે સારાં આચરણુવાળી (સદ્‌ગુણી) સતી સ્ત્રી હોય, તે (ખરેખર) પુણ્યવંતી (જશ આપનારી) જોઇ છે. પણ કોઇકજ સ્ત્રીઓ નીચ (દુર્ગુણી–નઠારાં આચરણવાળી) હોય છે. વળી સ્વભાવમાં પણ બધી સ્ત્રીઓ એકસરખી નથી. (અર્થાત્ કોઇ આનંદી સ્વભાવની તો કોઇ બળેલી કોઇ દયાળુ તો કોઇ નિર્દય, કોઇ પ્રેમાળ તો કોઇ અદેખી હોય છે, એમ જુદા જુદા સ્વભાવની સ્ત્રીઓ હોય છે).

**સવાલ**—સદ્‌ગુણી સ્ત્રીઓ પોતાના ધણીને કેવું સ્થાન આપે છે? બધી સ્ત્રીઓના સ્વભાવ મળતા હોય છે કે નહિ? જેના ઘરમાં સદ્‌ગુણી સ્ત્રી હોય છે, તે સ્ત્રીના ધણીને કેવાં કેવાં સુખ મળે છે? સ્ત્રી વિનાનો હોય તેને શું કહે છે? સ્ત્રીની સરખામણી કોની સાથે કરી છે? સ્ત્રીવડે શું શું શોભે છે? સ્ત્રીના સોળ શણગાર કયા કયા છે, તેમાંનાં થોડાક બોલો. સ્ત્રી વગરનો પુરુષ કોના જેવો ને કેવી ગણતરીમાં ગણાય છે? સ્ત્રીને લીધે કયું મેણું ટળે છે?

**પાઠ ૧૨.**

સ્થિતિસ્થાપક=પોતાની પ્રથમ જે સ્થિતિ હોય તેવી ને તેવીજ સ્થિતિ કાયમ રાખનારા.

(સ્થિતિ=હાલત+સ્થાપક. માં **સ્થા** ધાતુ?દેવું.+**अक** પ્રત્યય=કર ાર)

સંશોધન=શોધ ખોળ; બારીક તપાસ
હાડપિંજર=(હાડ=હાડકાં+પિંજર=પાંજરૂં) હાડકાં રૂપી પાંજરૂં; હાડકાંથી બનેલું શરીર.
પેસનીકળ=પેસવું ને નીકળવું;
પોષણ કરે છે=મોટાં કરે છે, જીવાડે છે.
મુખ=મોં.

સવાલ—વાદળી એ શું છે ? વાદળીના જુદા જુદા આકાર કેને મળતા હોય છે ? વદળીને કોણ બનાવે છે ? વાદળી બનાવનાર જીવડું કયાં રહે છે ?

પાઠ ૧૩.

શંકા=સમજી ન શકાય એવી બીના; વહેમ.
કામેલ=હોશિયાર,
ત્વરા=ઝડપ; ઉતાવળ,
ઉત્તમ=સૌથી સારી.
દૂરબીન (ફા) દૂરથી જોઈ શકાય એવું યંત્ર (દૂર=આઘે+બીન=જોનાર)

સવાલ—વ'દળી સાથે વળગેલો ચીકણો ભાગ શી રીતે કાઢી નાખે છે ? વાદળીઓ કયાં કયાં થાય છે ? વાદળીના ગુણ બોલો ? વાદળીને દરિઆની તળીએથી કેવી રીતે, અને કોણ કાઢે છે ?

પાઠ ૧૪.

ઋતુધ્વજ=અયોધ્યાના રાજા શત્રુજિતનો છોકરો; મદાલસાનો ધણી.
મદાલસા=વિશ્વાવસુ નામના રાજાની રાજકુંવરી, અને ઋતુધ્વજની સ્ત્રી
આખ્યાન=વાર્તા, (આ ઉપ૦+ ખ્યાધાતુ+અન ક્રિ૦ વા૦ પ્રત્યય)
અલૌકિક=આ લોકોમાં નહિ એવો; અસાધારણ.
શીઘ્રે=ઉતાવળે; એકદમ.
ધામ=ઠેકાણું; જગ્યા
નિધાન=સ્થાન; જગ્યા.
તેખાર=અશ્વ; હય; ઘોડો.
મહિપતિ=(મહી=દુનિઆ+પતિ=ધણી) દુનિઆનો ધણી; રાજા; નરપતિ
મંદિર=ઘર.
ભંગ કીધો=ભંગાણ પાડયું; અડચણ કરી

અમર=મરે નહિ તેવાં; દેવલોક (અ=નહિ+મૃ ધાતુ પરથી મર શબ્દ)
સર્વસ્વ=પોતાનું સઘળું;
અસ્વાર=ઘોડા ઉપર બેસનાર.
ક્ષેમકુશળ=સાજે તાજે; સુખરૂપ; અડચણ વગર.
પુણ્યસેર=પુણ્યની સેર; પુણ્યકામની હાર; જેમાંથી પુણ્ય મળે છે એવો યજ્ઞ.
તત્ક્ષણ=તરતજ; તેજ વખતે (તત્=તે+ક્ષણ=આંખમીચીને ઉઘાડીએ એટલો વખત)
પ્રાણ વિહોણો=પ્રાણ વગરનો; જીવ વગરનો (પ્રઉપ૦+અન્ધાતુ=પ્રાણ+વિહિન=વિના; વગર)
ચળાયો=ચાલ્યો ગયો.
મધુર=મીઠો; કાનને પ્રિય લાગે તેવો
મોહિત થયે=ઘેલો થયો; ગાંડો થયો. (મુહ્ ધાતુ=ઘેલા થવું+ઈત પ્રત્યય=વાળો)
મોડે=મરોડે; મરડે; વાંકાવાળે.
અલબેલી=ઘણીજ રૂપાળી (જેની જોડ નહિ મળે તેવી.)
પ્રેમદા=પ્રેમી સ્ત્રી (પ્રેમ+દા ધાતુ=આપવું=આનંદ આપનારી.)
પ્રમદા=(પ્ર=વધારે+મદ=અહંકાર+આ પ્રત્યય) વધારે મદ વાળી સ્ત્રી.
ઉલ્લાસે=આનંદથી; ઘણાજ પ્રેમથી (ઉત્ ઉપસર્ગ+લસ્ ધાતુ=આનંદ કરવો)
શશીવદની=ચંદ્રના જેવી સુંદર ને ગોળ મુખવાળી. (શશિન્ ઉપરથી શશિ=ચંદ્ર+વદન=મુખ; મોં, ઈ પ્રત્યય)
ઈંદુ=ચંદ્ર.
આદિત્ય=સૂર્ય. સૂર્યના બાર નામ છે. વરૂણ, સૂર્ય, વેદાંગ, ભાનુ, ઇંદ્ર, રવિ, ગભસ્તિ, યમ, સ્વર્ણરેત, દિવાકર, મિત્ર ને વિષ્ણુ.
વરાહ=ભુંડ; ડુક્કર; વિષ્ણુનો ત્રીજો અવતાર
અલોપ થવું=સંતાઇ જવું. (અ=નહિ + લુપ્ ધાતુ=સંતાવું)
અન્યોન્ય=એક બીજા તરફ; સામસામે. (અન્ય+અન્ય=અન્યાન્ય થવું જોઇએ પણ અન્યોન્ય શબ્દ રૂઢ થયો છે.)
કન્યાદાન દીધું=કન્યાનું દાન કરવું તે; કન્યા પરણાવી તે.
કન્યા=કુંવરી છોકરી.

**સમજુતી**—ગાલવ ઋષિ અયોધ્યા ગામ તરફ ચાલ્યા, અને શત્રુજિત રાજાને ઘેર પહોંચ્યા. શત્રુજિતે માન આપ્યું, તથા ઋષિને બેસવાનું સારૂં આસન-(જગ્યા)-આપ્યું.

આસન આપીને પૂજા કરી, તથા અહીં આવવાની ખબર-(કારણ) પૂછી. હે સ્વામી (ઋષિજી) કયા કારણે આવ્યા છો? અને સાથે આ વળી ઘોડો કેમ આણ્યો છે? મુનિ કહે, હે રાજા, તારી સાથે મારે કામ છે, મારે ઘોડો લઇ અહીં આવ્યો છું હે મહારાજા, મને દેવે (નારદઋષિએ) મોકલ્યો છે. મેં ભીક્ષા માંગીને યજ્ઞ શરૂ કર્યો છે, અને બધા ઋષિમુનીઓને યજ્ઞમાં બોલાવ્યા છે. આ યજ્ઞમાં તાલકેતુ ને પાતાલકેતુ નામના બે રાક્ષસભાઇઓ, પોતે માયાનું રૂપ લઇ મારા યજ્ઞનો નાશ કરવા આવ્યા છે ને યજ્ઞનો ભંગ કર્યો છે.

દેવલોકોએ નારદમુનિને આ અશ્વ લઇને મોકલ્યા છે, અને કહ્યું છે કે તે શત્રુજિતને આપજે, જેથી યજ્ઞનું બધું કામ થશે હે રાજા, જે તારો ઋતુધ્વજ નામે છોકરો છે, તેને તું આપ. હું તેને આ ઘોડા ઉપર બેસાડીને લઇ જાઉં. (મારો યજ્ઞ પુરો થયા પછી) હું તમને સાજોતાજો તમારે ઘેર પાછો આણી આપીશ, યજ્ઞનું પુણ્ય કાર્ય થઇ રહ્યું છે, તો એ પુણ્યકામમાં (મદદ કરવાને) હે રાજા તું (તારા પુત્રને આપવાનું) ના કહીશ નહિ.

મરણ થાય એવું અર્ધચંદ્રના આકારવાળું એક બાણ (ઋતુધ્વજે) (તાલકેતુપર) મૂક્યું, તે તાલકેતુ રાક્ષસને હૃદયપર વાગ્યું, ને તરતજ પ્રાણ જતો રહ્યો, અને જીવ વગરનો થઇ પૃથ્વીપર પડ્યો. તાલકેતુના વાગેલા બાણથી બીજો બાઇ અકળાયો, ને દુઃખ ન જોઇ શકવાથી પાતાલકેતુ તરતજ આ લડાઇ પડતી મૂકી, નાશી ચાલ્યો ગયો.

મદાલસા નામે રૂપાળી સ્ત્રી લગભગ સો બ્હેનપણીઓ સાથે આવેલી છે, તે શરીરને વાંકું વાળી ઉભી છે. તે રાક્ષસ (પાતાલકેતુ) મદાલસા પાસે ગયો, અને આ દુનિયામાં નહિ મળે એવી, ચંદ્રના જેવા મુખવાળી, તથા બે ગાલે ચંદ્ર તથા સૂર્ય આવી રહેલા છે, અને ગોરા ગાલપર અડકી રહ્યા છે એવી મદનના જોરથી ગાંડી બનેલી મદાલસાને પ્રેમથી જોઇ રહ્યો.

## પાઠ ૧૫.

અનિષ્ટ=નઠારું; માઠું; ખરાબ; નહિ ઇચ્છેલું; (અન્=નહિ+ઇષ્ટ=યોગ્ય ઠીક; સારું)
શ્યામા=સુંદર સ્ત્રી.
પિયુ=ધણી; સ્વામી.
સ્વામ=(સ્વામિનુ ટુંકું રૂપ) ધણી; પતિ.
દુસ્મન=(દુષ=નઠારૂં+મન) નઠારા મનનો; ભુંડું કરનાર.
ઉદક=પાણી.
મૃગયા=શિકાર.
ગાઢ=દૃઢ; મજબૂત.
ગંધર્વ=ગવૈયાની એક જાત છે.
રૂદન=(રુદ્ ધાતુ=રડવું)=પુષ્કળરડારોડ કરવી તે.
સર્વત્ર=સર્વ ઠેકાણે; બધે.
(સર્વ=બધે+ત્ર પ્રત્યય સ્થળના વાચક છે) જેમકે અન્યત્ર=અન્ય ઠેકાણે; તત્ર=તે ઠેકાણે; ત્યાં અત્ર=અહિઆં)
અભ્યંતર=હૃદયમાં. (અભિ=તરફ+અંતર=હૃદય) અંતર તરફ; મન વિષે; મનમાં.
મુકુટ વિહોણું=મુગટ વગર (મુકુટ મુગટ+વિહિન ઉપરથી વિહોણો.)
રેણુ=રેતી.
સેજ=શય્યા; બિછાનું; પથારી; સૂવાની જગા.
હેજ=સ્નેહ; પ્રીતિ; હાલ.
કાલારે=લાડકા; લાડીલા.
ખિન્ન થય=દિલગીર થયા; દુઃખી થયા.
નિર્ગમન કર્યા=ગુજાર્યા; ગાળ્યા; વિતાડ્યા

**સમજુતી**—આ બનાવે કુંવરનું મન વ્યગ્ર કર્યું ને તેને મનમાં બળતરા થઇ, તે બેભાન અવસ્થામાંથી હા, હા, નારી કરતો જાગી ઉઠ્યો. એનું મુગટ વગરનું માથું તેથી તેમાં રૈની ભરાઇ. રાજા સ્ત્રી, સ્ત્રી, કરતો ઘર ભણી ગયો અને જઇને મેડી, અટારીમાં મદાલસા શોધવા લાગ્યો પણ પથારી મદાલસા વગરની જોઇ. હે નારી શું નાશીને સંતાયા છો, તમો હેત લાવીને બોલો.

માબાપ એમ બોલે છે કે હે લાડકા, મારા વહાલા મનમાંથી એ દિલગીરી કાઢી નાખો, હે લાડકા, જે મરણ પામ્યું તે કોઇ હે વહાલા પાછું આવ્યું નથી.

**સવાલ**—ઋતુધ્વજને કોણે મણિ બાંધ્યો હતો ? મણિ ન જડે અગર જતો રહે તો શું થશે એમ કોણે કહેલું ? એ મણિ કોણે કાઢી લીધો ? કેવી યુક્તિ કરી કાઢ્યો ? વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ કોણે લીધું હતું ? બીજું નામ બ્રાહ્મણે શું રાખ્યું હતું ? મણિ જતો રહેવાથી કોણ મરણ પામ્યું ? અશ્વતર કોણ હતા ? તેણે કોને આરાધીને શું શીખ્યા હતા ? ઋતુધ્વજ તથા મહાલસા બને કેવી રીતે જીવતાં થયાં ?

### પાઠ ૧૬.

મેમાનપણું=પરોણાચાકરી; પરોણાગત
નિદાન=કારણ.
સન્માન=સારું માન; આવકાર,
કડવાશ=કડવાપણું;
પાન કરજો=પીજો; મનમાં ન લાવશો; ગુસ્સે ન થતા.
ભાન=ચિત્ત; મન.
તત્ત્વે=નેપણું તત્વમાં; સત્ય વસ્તુમાં; પરમેશ્વરમાં.
તાન રહે છે=મગ્ન રહે છે; લીન થાય છે; એક મન થાય છે.
જાન=નુકસાન; હાનિ.

**સમજુતી**—કવિ કહે છે કે અમે તો આજે તમારા બે દિવસના મેમાન-પરોણા છીએ. (અથવા આપણે બધાજ એક બીજાના આ દુનિઆમાં મેમાન છીએ.) આ (અમારો) થોડો જેટલો મેળાપ પણ સારા ફળવાળો થાઓ, એજ (આપણા) સુખનું કારણ છે. અમે તો આજે તમારા એક બે દિવસના (ટુંક વખતના) પરોણા છીએ. (૧)

એકસરખી રીતે આપણે આ દુનિઆમાં આવ્યા છીએ, અને દુનિઆ છોડીને તેવીજ રીતે બધા જવાના છીએ. એમ આપણે બધા સરખા છીએ. આજે આપણે મળ્યા તે મળ્યા, ફરીથી આપણે મળશું નહિ. (કારણ કે બે દિવસના—ટૂંક મુદતના—આપણે મેમાન છીએ) તો તમે કેવી રીતે અમારૂં સન્માન કરશો (શું માન આપશો !) (૨)

એકબીજાનો સંબંધ (પ્રેમ) જાળવી રાખજો, અને ધર્મ પર ધ્યાન રાખી, રૂડું કામ કરજો. અભિમાન (ગર્વ) મનમાંથી કાઢી નાખીને, સંપીલા થઇને સારા લેવા લાયક ગુણો મેળવજો. અમે તો આજે તમારા એક બે દિવસના—ટૂંક મુદતના પરોણા છીએ (૩)

અમને જરાપણ માનની ઇચ્છા કે અપમાન થવાની ઇચ્છા (મનમાં) નથી, છતાં અમારા તરફથી કાંઇપણ ભુંડું થયું હોય તો તેને માફી આપશો. (અથવા અમારામાં જે કાંઇ દુર્ગુણ—દોષ—હોય તેને ગળી જશો) અમે તો આજે તમારા એક બે દિવસના—ટૂંક વખતના પરોણા છીએ (૪)

(કેશવ કવિ કહે છે કે) પરમેશ્વરે આપણાપર ઘણી દયા કરી છે (મનુષ્યદેહ આપ્યો છે) તો ભાન ઠેકાણે રાખો, અને (નકારા કાર્યમાં) ભમો નહિ જે સત્ય વસ્તુ (ભગવાન) માં મન લગાડી એકચિત્ત બને છે તેને જરાપણ નુકસાન થતું નથી. અમે તો આજે તમારા એક બે દિવસના (ટુંક વખતના) પરોણા છીએ. (૫)

### પાઠ ૧૭.

માલવ દેશ=માળવા દેશ.
મસલત કરી=વિચાર ચલાવ્યો.
વૃથા=ફોકટ.
ઉલટા=અવળી બાજુના.
કાલક્રમે=વખત જતાં.
ભ્રષ્ટ કર્યો=દૂર કર્યો; કાઢી મૂક્યો.
સર્વજ્ઞ=બધું જાણનાર (સર્વ=બધું +જ્ઞા ધાતુ=જાણવું ઉપરથી જ્ઞ.)
અહંભાવ = અભિમાન; મોટાઇ. (અહં=હું પણું+ભાવ=વિચાર.)
ચકિત થયો=નવાઇ પામ્યો.
જન્મ પત્રિકા=જન્મ થતી વખતે જે જે રાશિ, ગ્રહ વગેરે હોય તેની સ્થિતિ બતાવનાર કાગળ. (જન્મ+પત્રિકા)
વિદ્યા મંદિર=વિદ્યા ભણવાનું ઘર; નિશાળ; પાઠશાળા.
વિનયપુરઃસર=વિનયપૂર્વક; મર્યાદા જાળવીને; વિવેક બતાવીને.
ઉચિત સ્થળે=યોગ્ય જગ્યાએ.
ચતુર્મુખ=બ્રહ્મા, ચાર મોંવાળા દેવ. (ચતુર્=ચાર+મુખ=મોં)
કોણમાત્ર=શા હિસાબમાં; શી ગણત્રીમાં.
ગૌડ=પૂર્વ તરફના; બંગાળા ને બીજા દેશો
બંગ દેશ=બંગાળા દેશ.
માંડલિક રાજા=બધા મંડળોનો ઉપરિ રાજા; તાબેદાર ખંડીઓ રાજા.
એકાંતમાં=એકલા. (એક + અંત= છેડો) કોઇ બીજો આવે જાય નહિ તેવી જગાએ.
મસ્તક=માથું. (મસ્તિઃ ઉપરથી.)
આતુર=ઇચ્છાવાળો.
વધ કરવાની=જીવના મારી નાખવાની; કાપીને જીવ લેવાની.
સ્થાપિત થયા છો=કાયમ થયા છો.
સેવક=સેવા કરનાર; તાબેદારી કરનાર; હુકમમાં રહેનાર. (સેવ્ ધાતુ =સેવા કરવી+અક=કરનાર.)
સ્વામી=ધણી; રાજા. (સ્વામિન્ ઉપરથી )
પચાસ ને પાંચ=પંચાવન (૫૫)

**સમજુતી**—હે રાજા! ભોજરાજા પંચાવન વર્ષે, સાતમાસ,

ને ત્રણ દિવસ સુધી પૂર્વ બંગાળાના દેશોમાં અને દક્ષિણના દેશોનો રાજા થશે. (એમ જોષીએ કહ્યું.)

**સવાલ**—ભોજરાજા કોનો પુત્ર હતો? એના કાકાનું નામ શું? ભોજના પિતાએ મરણ પછી ભોજને ગાદી શા કારણથી ન આપી? રાજા મુંજે કોને પદભ્રષ્ટ કર્યો? ભોજની જન્મપત્રિકામાં શું માલમ પડયું? બંગ દેશનો રાજા કોણ? મુંજે ભોજને મારી નાંખવા શું પ્રયત્ન કર્યો? વત્સરાજે મુંજને શું જવાબ આપ્યો? ભોજને મારી નાખવાની શી મતલબ રાજા મુંજની હતી? ભોજના પિતાનો દેશ કયો હતો?

### પાઠ ૧૮.

ઉપાધ્યાય=આચાર્ય; ગુરુ; બ્રાહ્મણની અટક છે.

વિદ્યાભવન=પાઠશાળા; વિદ્યા શીખવાનું સ્થળ. (વિદ્યા=ભણતર; **विद्** ધાતુ = જાણવું + **य+आ** પ્રત્યય+ભવન. ભવનમાં **भू** ધાતુ +**अन** પ્રત્યય)

બાતમી (ફા.) ખબર; સમાચાર.

કુપિત થઈ=ગુસ્સે થઈ; ક્રોધવાળો બની (**कुप्** ધાતુ=કોપવું, ગુસ્સે થવું+**इत** પ્રત્યય વિશેષણ બનાવનાર તદ્ધિત પ્રત્યય છે)

પાદુકા=પાવડી; લાકડાનું પગરખું.

પ્રહાર=(પ્ર ઉપ૦+હૃ ધાતુ=ઘા; (સં+હાર=સંહાર=નાશ, વિ+હાર =વિહાર=આનંદ કરવો; આ+હાર =આહાર=ખાવું)

ચર્ચાઈ=ફેલાઈ; જાણ થઈ.

ખળભળાટ=હોહાકાર; ઘુમરાણ; ઘુમાટો.

જ્યોતિઃશાસ્ત્ર=(જ્યોતિસ્=તેજ+શાસ્ત્ર =પુસ્તક) તેજવાળાં-આકાશી પદાર્થોની ગતિ, સ્થિતિ વગેરેની હકીકતનું પુસ્તક.

જોશી=(જ્યોતિષી ઉપરથી જોશી) =જોષ જોનાર; ગ્રહ, રાશિ, વગેરે કહેનાર.

ભાખ્યું=કહ્યું. (ભાષ્ ધાતુ=બોલવું. ષનો ખ થયો છે. ભાષ=ભાખ)
વટપત્ર=વડનું પાંદડું. (વટ=વડ+ પત્ર=પાંદડું)
હવાલે કરવો=કબજે કરવો; સોંપવો.
વધ સમયે=મારી નાખવાના વખતે.
સત્કાળનું ભૂષણ=સારા વખતનો શણગાર એવો મન્ધાતા રાજા.
મહોદધિ=મોટો દરિયો; (મહા= મોટે+ઉદધિ=સમુદ્ર, દરિયો)
સહ=સાથે; જોડે; સંઘાતે.
હાદ=મર્મ; સાર; ઊંડો અર્થ; અંદરની મતલબ.
ટાણો માર્યો=મેણું માર્યું; લાગણી દુઃખાય એવું બોલ્યો.
પ્રબળ=વિશેષ જોરવાળી; બહુજ; ઘણી. (પ્ર=વિશેષ+બળ=જોર)
બેશુદ્ધ=ભાન વગરનો (બે=વિના +શુદ્ધ=શુદ્ધિ=ભાન) 'બે' ફારસી ઉપસર્ગ છે. એવા બીજા શબ્દો :- બેભાન, બેવકૂફ, બેશરમ, બેચેની.
પ્રાયશ્ચિત=પસ્તાવો; પાપને મટાડવાનો ઉપાયો. (પ્રાય=તાપ; દુઃખ +ચિત્ત=નિશ્ચય) નક્કી થએલું દુઃખ
ઘોર=ભયંકર; અસહ્ય; ભયાનક.
અન્તઃપુર=રાજા રાણીને રહેવાનાં સ્થળ.
દ્વારપાળ=સિપાઇ; ચોકીદાર. (દ્વાર =બારણું + પાળ=રક્ષણ કરનાર) =બારણે ઉભો રહી રક્ષણ કરનાર.
કળા=(૧) યુક્તિ; (૨) મોર જે ગોળાકાર પીછાં કરી નચે છે તે. (૩) ચંદ્રની કળા=ચંદ્રનો પ્રકાશ જે વધઘટ થાય છે તે.
સમસ્ત=સઘળી; બધી; તમામ.
સર્વકલાસંપન્ન = બધા હુન્નર કે બધી યુક્તિમાં પૂરા. (સર્વ+કલા =હુન્નર+સંપન્ન=પ્રવીણ; હોશિયાર) એવા બીજા શબ્દો:— ગુણસંપન્ન, કીર્તિસંપન્ન, ધનસંપન્ન.
તત્ક્ષણ=તત્ક્ષણ=તરતજ; તે વખતે,
મહાપાતકી=ઘણોજ પાપી. (મહા= મોટા, વિશેષ+પાતક=પાપ+ઇ= =વાળો)
સ્મશાન=મસાણ; મડદાં બાળવા

કે દાટવાની જગા. શવસેન કે શવશયન ઉપરથી સ્મશાન. (શવ=મડદુ; શવ+શૈન=સુવું= =મડદાનું સૂવું)

**સમજુતી**—સારા વખતના શણગારરૂપ જે પૃથ્વીનો ધણી-રાજા-માંધાતા હતો તે, (તેમજ) જેણે મોટા દરિઆ ઉપર પૂલ બાંધ્યો તે શ્રી રામ એ હવે કયાં છે? મતલબકે સર્વને મરવાનું નક્કી છે

હે રાજા મુંજ, યુધિષ્ઠિર, તથા બીજા મોટા રાજાઓ (એ) બધાં સ્વર્ગમાં ગયા. (મરણરૂપ થયા) તે દરેકની સાથે પૃથ્વી ગઇ નથી; પણ આ પૃથ્વી હવે તારીજ સાથે જશે. (આ મશ્કરીરૂપ-મેણારૂપ વાકય બોલાયું છે.) મતલબ કે સારા રાજાથી આ પૃથ્વી ટકી રહી છે, પણ તારાં નઠારાં કૃત્યથી જરૂર પૃથ્વીનો નાશ તારી સાથેજ થશે.

**સવાલ**—વત્સરાજે ભોજને ખરેખર મારી નાખ્યો હતો? વત્સરાજે ભોજને શા હેતુથી ભોંયરામાં રાખ્યો હતો? કુમાર મુંજ તથા ભોજ એ બનેની શી સગાઇ હતી? ભોજે મુંજ તરફ વડનાં પાંદડાં ઉપર કઇ મતલબની કવિતા લખી હતી? ભોજ રાજા શી રીતે બન્યો? બુદ્ધિસાગર કોણ હતો? તેણે રાજાને શું ઠપકો આપ્યો? યોગીરાજે મુંજને શું કહ્યું? મુંજે પશ્ચાતાપ કરી શું કર્યું? મુંજે પોતાનું જીવન પાછળથી કેવી રીતે કયાં જઇ ગાળ્યું?

### પાઠ ૧૯.

પ્રસાર કર્યો=ફેલાવો કર્યો

સાહિત્ય પ્રિય=ભાષા, નાટક, કવિતાની સુંદર રચના, તથા અલંકાર એ બધાં જેને વહાલાં છે તેવા.

સાહિત્ય=ભાષા, નાટક, કાવ્ય, તથા અલંકાર વગેરે શોભાવનારાં અંગો.

કદર=કિંમત; બુજ, ગણના.

પરિશ્રમ=ઘણીજ મહેનત; ઉદ્યોગ. (પરિ=આસપાસ+શ્રમ=મહેનત)=

વાંઝણી=જેને છોકરા બિલકુલ ન થાય તેવી સ્ત્રી. (વંધ્ય=વંઝણા-પણું ઉપરથી.)

પ્રસવવેદના=બાળકના જન્મ વખતે જે દુઃખ થાય છે તે.

પ્રસવ=(પ્ર+સૂ ધાતુ=જન્મ આપવો =પ્રસવ)=જન્મ આપવો.

રજુ કરવો=હાજર કરવો.

ઉલંઘન=અનાદર; ઓળંગણુ. (ઉત્ ઉપસર્ગ+લંઘ ધાતુ=ઓળં-ગવું; કૂદી જવું.)

સુંદિર=સુંદર; શોભિતું.

નૃવર=રાજા; ભૂપતિ; નરવર; (નૃ= નર+વર=શ્રેષ્ઠ)=માણસોમાં શ્રેષ્ઠ; રાજા.

રાજેંદ્રશિર્ષમણિ=રાજાના માથાના મુકુટ. (રાજેંદ્ર=રાજા+ઇંદ્ર=રાજામાં શ્રેષ્ઠ, શિર્ષ=માથું; મણિ=મુકુટ.)

પાદ=પગ; ચરણ.

સાહસાંક=સાહસથી અંકિત; સાહ-સિક. (સાહસ=(૧) વગર વિચાર્યું કરનાર; (૨) હિંમતથી મોટા કામ કરનાર+અંકિત=અંક=ચિહ્ન કૃત+=વાળો=અંકાએલો, નિશાની-વાળો.)

કવવું=(કવ્ ધાતુ)=કવિતા કરવી= =કાવ્યમાં વર્ણન કરવું તે.

અનુપ્રાસ=એકના એક અક્ષરનું વારેવારે આવવું તે. (અનુ= પાછળ+પ્રાસ=છેલ્લા છેલ્લા અક્ષરો મળતા આવવા તે; અનુપ્રાસ નામનો શબ્દનો અલંકાર ગણાય છે.)

સત્કાર કરવો=માન આપવું. (સત્ =સારૂં; સત્+કાર=કરનાર કૃ ધાતુ)

યમે=યમ રાજાએ; મરણ લાવનાર દેવે.

ભબ્ભા કોઠે='ભ' અક્ષરના નામ-વાળા પર. ભટ્ટીય; ભારવી; ભિક્ષુ; ભીમસેન; ભુકકુ; ભૂપતિ વગેરે.

વિદ્યાવિલાસી=વિદ્યામાંજે આનંદ લેનાર. (વિદ્યા=ભણતર, જ્ઞાન મેળવવું+વિલાસ=આનંદ+ઈ= વાળો.)

દાઢ છે=(૧) નજર છે; (૨) દાઢ =મોંઢામાંના બેવડા દાંત,

પદ=ચરણ; લીટી; કડી.
સુભૃત્ય=સારા સેવકો (સુ=સારા +ભૃત્ય=સેવક, નોકર.)
ગજઘટા=હાથીઓનો જથો; હાથીનું ઝુંડ; ઘણાજ હાથી.
ભર્તૃહરિ=ભરથરી. માળવા પ્રાંતમાં ઉજ્જયનિમાં થએલ પ્રખ્યાત રાજા. એણે ભર્તૃહરિશતક નામનું નીતિ, વૈરાગ્ય, તથા સામાન્ય વહેવારોપયોગી સો સો શ્લોક દરેક ભાગના બનાવ્યા છે. રાજા છતાં ઘણોજ વિદ્યાવિલાસી હતો; તેમજ સંસ્કૃત ભાષામાં કવિતા લખનાર કવિ થયો હતો.
વહ્નિ=અગ્નિ.
વદી=બોલી; કહી.
પૂર્તિ કરવી=પુરૂં કરવું; અધૂરો રહેલો અર્થ પુરો કરી આપવો.
હય=ઘોડા; અશ્વ; તોખાર.
નેને=(નયન ઉપરથી)=આંખો. (ની ધાતુ=દોરવું+**अन** પ્રત્યય)=નયન =આંખ.

**સવાલ**—ભોજરાજાના દરબારમાં કયો પ્રખ્યાત કવિ હતો? ભોજરાજાના નવ રત્નો કયા કહેવાય છે? ભોજ જાતે કવિ હતો એમ શા ઉપરથી કહીએ? ભોજ રાજાનો આશરો લેનારા કોણ હતા? ભોજરાજાના વખતમાં કોઇ મૂર્ખ હતું નહિ એમ કોની વાત ઉપરથી સમજાય છે? ભોજ રાજાએ બનાવેલી કવિતાની ચોથી લીટી કોણે પૂરી કરી આપી? તે લીટીનો સાર શું હતો?

## પાઠ ૨૭ મો.

આભૂષણો=ઘરેણાં; અલંકાર.
મૂલ્યવાન=કીમતી. (મૂલ્ય=કિંમત+વાન=વાળો.)
પહેલદાર=પાસાવાળા; બાજુવાળા. (પહેલ=પાસા, બાજુ+દાર પ્રત્યય ફારસી ભાષાનો છે=વાળો અર્થ થાય છે)
એવા બીજા શબ્દો:—કામદાર, ઇનામદાર જાગીરદાર, કરજદાર, મામલતદાર, વહીવટદાર.
અંશુ=કિરણ.

વસ્તુતઃ=ખાસ કરીને.
ખોય છે=ખૂએ છે; ગૂમાવે છે; જતું રહે છે.
છન=નીપજ.
કસ=કસોટી; પરીક્ષા.
કૅરેટ=૪ ગ્રેન ટ્રૅય જેટલું વજન.
બલિહારી=ખૂબી.
સપાટામાં=પાશમાં;કબજામાં;પાસામાં
નિકાશ=બીજે દેશ જતો માલ.
કાફિર=હીરાની ખાણમાં કામ કરનાર મજુર.
વાડા=જેને ફરતે ભીંત હોય તેવી જગા; આસપાસ વાડથી ઘેરેલી જગ્યા.
ફારક થઇ=છૂટા થઇ; કામથી પરવારી.
તુરંગ=(પોર્ટુગીઝ) કેદખાનું.
સુગમતા=સહેલાઇથી.
એક હત્યુ=એકજ માણસને કબજે હોય તેવા; એકજ ધણીના હાથમાં સઘળી સત્તા હોય તેવા.
કંપની=મંડળ; ઘણા માણસોનું ભેગું થએલું વેપારી મંડળ.

**સવાલ**—હીરા કયા સ્થળેથી વધારે જડે છે? હીરા કયાંથી નીકળે છે ને કેવી રીતે કાઢવામાં આવે છે? હીરો એ કાચ છે કે પત્થર છે? હીરો શાનો બને છે? હીરાની કિંમત સૌથી વધારે શાથી છે? હિંદુસ્તાનમાં હીરાની ખાણો કઇ જગ્યાએ છે? પહેલદાર હીરા જેવી બીજી વસ્તુઓ બોલો. હીરાની ખાણમાં કામ કરનારા કોણ હોય? કેદીને શા માટે એવા કામમાં રોકે છે? હીરાનું નગર કયું છે? કયાં આવેલું છે? કયા ખંડમાં એ સ્થળ છે? દુનિયામાં સઘળી જાતનું સુખ શાનાપર આધાર રાખે છે? હીરા જેવી બીજી કઇ વસ્તુઓ ખાણમાંથી નીકળે છે?

## પાઠ ૧૧.

અવિનાશી=જેનો નાશ નથી તેવા; અમર (અ=નહિ+વિનાશ=નાશ+ઈ=વાળો)
અરજ=માંગણી; વિનંતી; અરજી; હકીકત કહેવી તે.
આપ=તમે.
આશ=આશા; ઉમેદ.

કેશ=જરા.
ઉદાસ=દિલગીરી; નાખુશ; નારાજ. (ઉત્ ઉપસર્ગ+આશ)
ભણતર ભણવા=જ્ઞાન મેળવવા.
ભેળાં થઇએ=એકઠાં થઇએ.
નિરાશ=દિલગીર. (નિર=નહિ+આશ) આશા વગરનો. બહુવ્રિહિ સમાસ) નથી આશા જેને તે
શુભગુણ=સારા ગુણ
કચાશ=ખામી (કાચું+આશ પ્રત્યય) કાચું વિશેષણ ઉપર આશ પ્રત્યય લાગી ભાવ વાચક નામ થયું છે આશ=પણું)
શુભમતિ=સારી બુદ્ધિ.(શુભ=સારૂં+મતિ=બુદ્ધિ.) (મન્ ધાતુ=વિચારવું +તિ પ્રત્યય)
સદ્‌ગુણ=સારા ગુણ. (સત્=સારૂં +ગુણ)

સમાશ=સમાવેશ.
નિર્મલમન=ચોકખું મન. (નિર્મલ=નિર્ ઉપ૦=નહિ+મલ=મેલ)=મેલ વગરનું.
નિશદિન=દરરોજ; હંમેશાં; (નિશ=રાત્રિ+દિન=દહાડો)=રાત્રિ દિવસ
અંતર=મન; હૃદય.
સુવાસ=સારી વાસ.
ઉજાશ=ઉજ્જવલતા; અજવાળું; પ્રકાશ.
આધાર=મદદ; ટેકો.
હંશ=હિંમત.
કુધારો=નઠારો નિયમ; નઠારૂં વર્તન; ખરાબ રીતભાત (કુ=ખરાબ+ધારો=નિયમ; આચરણ.)
નાશ=(નશ્ ધાતુ પરથી)=મરણ પામવું; ઓછું થવું.

**સમજુતી**—જેનો નાશ નથી (જેનો છેડો નથી (એવા હે પરમેશ્વર અમારી માંગણી (વિનતિ) સાંભળો. આપ દયાવાળા છો (મોટા છો) અને અમે બધા તો (તમારાં) બાળક છીએ; અમને તમારા ઉપરજ વિશ્વાસ છે (કે તમે અમારી આશા પૂરણ કરશો) હે અમર (પ્રભુ) અમારી વિનતિ સાંભળો.

બાળક તો ઘણા ગુના કરે છે, તેથી તમો અમારા તરફ જરાએ નારાજ થશો નહિ હે નાશ વગરના (પ્રભુ) અમારી વિનતિ સંભળો.

અમે આપ પાસે જ્ઞાન લેવા ભેગાં થઇ આવ્યાં છીએ તો અમને સારો બોધ આપશો અને નાખુશ કરશો નહિ. હે નાશ વગરના (પ્રભુ) અમારી માગણી–વિનતિ સાંભળો

અમે બધા સારા ગુણો સમજીને લઇએ, જેથી કાચા પણું જરાએ રહે નહિ. હે નાશ વગરના (પ્રભુ) અમારી વિનતિ (માગણી) સાંભળો.

સારા ગુણો સાથે સારી બુદ્ધિ (અમને) આપો, (જેથી) સૌમાં અમારો સમાસ થાય. હે નાશ વગરના (પ્રભુ) અમારી વિનતિ સાંભળો.

જેમ સારી વાસ બધે ફેલાય છે તેમ અમે ચોક્ખા મનવાળાં (દગો–જૂઠ, કપટ વગરનાં) હંમેશાં રહીએ તો અમારી કીર્તિરૂપી સુવાસ પણ બધે ફેલાય હે નાશ વગરના (પ્રભુ) અમારી વિનતિ–સાંભળો.

મોઢેથી એટલે ખરા હૃદયથી અમે એવું માગીએ છીએ કે અમારૂં મન પણ પ્રકાશવાળું (ચોક્ખું=કપટ કે અસત્યરૂપ અંધારા વિનાનું) થાય હે નાશ વગરના (પ્રભુ) અમારી વિનતિ સાંભળો.

આપની (તમારી) અમને મદદ મળવાથીજ અમારામાં (મનમાં) હિંમત છે. હે નાશ વગરના પ્રભુ અમારી વિનતિ સાંભળો.

(અમારામાં) નઠારા આચરણ, કોઇપણ દહાડો જરાએ રહે નહિ, ને અમારા સુખનો નાશ થાય નહિ. (જેથી અમને સુખ મળે) હે નાશ વગરના પ્રભુ અમારી વિનતિ સાંભળો.

**પાઠ ૨૨.**

કામશ્ચાટકા=એ નામનો એશિઆની પૂર્વે પાસિફિક મહાસાગરમાં દ્વીપકલ્પ છે.

ઉગતા સૂર્યની ભૂમિ=(સૂર્યનું પ્રથમ અજવાળું એ દેશ ઉપર પડે છે તેથી, અથવા સૂર્ય સૌથી વહેલો જાપાની પ્રજાને ઉગતો માલમ પડે છે. તેથી) =સૂરજ જ્યાં પહેલો ઉગતો માલમ પડે છે એવી જમીન.

પાશ્ચાત્ય=પાછળના; પશ્ચિમ દિશા તરફના; યુરોપવાસીઓ. (પશ્ચાત્ =પાછળ+ય પ્રત્યય )

સાધનસંપત્તિ=સાધનનું પુરાપણું; ઘણાજ સાધનવાળો.

સ્વરવાહક યંત્રો=અવાજ લઇ જનારા સંચા { ( સ્વર=સૂર, શબ્દ; અવાજ+વાહક=(વહ્ધાતુ= લઇ જવું)+अक+યંત્ર=સાંચા. }

ઔદ્યોગિક=ઉદ્યોગવાળાં, મહેનતુ. (ઉદ્યોગ+इक) ઇક પ્રત્યય નામને લાગે છે તેથી વિશેષણ બને છે; અને इक પ્રત્યયથી પહેલા સ્વરમાં વૃદ્ધિ થાય છે, એવા બીજા દાખલા:—ધર્મ+इक= ધાર્મિક, નીતિ+ઇક=નૈતિક; વ્યવહાર +ઇક=વ્યવહારિક; ઇતિહાસ+ઇક ઐતિહાસિક.)

પ્રગતિ=ચઢતી, ઉદય. (પ્ર=આગળ +ગતિ=गम्धાતુ=જવું+ति)

હેરત=નવાઇ; આશ્ચર્ય.

દ્વીપવાસી=બેટમાં રહેનારાં (દ્વીપ= બેટ+વાસી વસ્ધાતુ= રહેવું+ई)

મહાતકરી=હરાવી; નબળાં પાડી.

ગણના=કિંમત,ગણતરી; બુજ.

રસિક=શોખીન; મઝા લેનારા; આનંદી. (રસ=આનંદ, મઝા+ इक=વાળાં.)

તૃપ્ત=સંતોષ; રાજી. तृप्ધાતુ=ખૂશ થવુ+त પ્રત્યય ભૂ૦ કૃ૦ બનાવે છે.)

આકર્ષક=મનને ખેંચે તેવાં, નજર ખેંચાય તેવાં; જોવાં ગમે તેવાં. (आ ઉપ૦+कृष्ધાતુ=ખેંચવું+ अक પ્રત્યય=કરનાર)

અતિ રમણીય=ઘણાજ ખુશ કરે તેવા

કલાકૌશલ્ય=હુન્નરમાં હોશિઆરી. (કલા =હુનર+કુશળ=હોશિઆર+ય પ્રત્યય )

પ્રતિ=જાત; તરેહ.

વિકાસ સમયે=ચઢતી વખતે,(વિકાસ =ઘણુંજ ખીલવું; પહોળું થવું +સમય=વખત)

હર્ષઘેલા=આનંદમાં ગાંડાજેવા; હરખાઇ ગએલા.

સૌંદર્ય=સુંદરપણું; ખૂબી; લીલા; આનંદ. (સુંદર+ય=પણું) એવાઃ— ધીર+ય=ધૈર્ય; શૂર+ય=શૌર્ય; મૂર +ય=મૌર્ય ]

ખંતીલી=કાળજીવાળી; ચિવટવાળી.

સવાલ—જાપાની પ્રજાને કયા મોટા રાજ્ય સાથે લડવું હતું ? શું પરિણામ આવ્યું હતું ? જાપાન દેશના લોકો કઇ કારીગરીમાં હોશિઆર છે ? કઈ કઇ કારીગરીનું કામ જાપાની પ્રજા જાણે છે ? જાપાન દેશનાં વધારે પાક શાનો થાય છે, તથા બીજું શું નીપજે છે ? જાપાન દેશની સાધન સંપત્તિમાં શું શું છે ? જાપાન દેશને કેવી ભુમિ કહે છે ?

## પાઠ ૨૩ મો.

પુત્ર જન્મ પ્રસંગે=પુત્ર જન્મે ત્યારે.

પ્રસંગ=સારો ખુશાલીનો દિવસ. (પ્ર=સારો; વિશેષ+સંગ=સોબત) ઘણાની સોબત થાય છે તે

ટેવાઇ જવું=અટકળ પડી જવી; મહાવરો થઇ જવો.

પડઘમ=ઢોલ જેવું મોટું વાજું.

શૂરાતન=બહાદુરી; પરાક્રમ; જોર.

અર્પણ કરવાની=સોંપી દેવાની; આપી દેવાની.

ખોભણ=ખાંચ.

ભૂષણ=શણગાર.

વ્યાપારસૂચક=વેપારની ચેતવણી આપનાર; વેપારની ખબર ફેલાવનારી.

ધરતીકંપ=ધરતીનું હાલવું તે; (ધરતી=જમીન, ભોંય, પૃથ્વી,+કંપ =કંપવું, હાલવું.)

ધરતી=જમીન. (ધૃ ધાતુ=ધારણ કરવું+તિ પ્રત્યય)

ક્વચિત્=ભાગ્યેજ; કોઇક વખતે.

પ્રતિબિંબ=ઓળો; છાયા; (પ્રતિ=સામો+બિંબ=છબી, આકાર.)
આકર્ષક=જોવાનું મન થાય તેવો.
વેનિસ=ઇટાલી દેશનું એક સુંદર અંદર છે.
ધીકે છે=ધમધોકાર ચાલે છે
નિરાધાર=મદદ વગરનાં; ગરીબ. (નિર ઉપ=નહિ+આધાર=મદદ.)

**સવાલ**—પુત્રનો જન્મ થાય ત્યારે લોકો શું કરે છે? પોતાના બાળકને જાપાનીઓ ક્યાં રાખે છે? લોકો પોતાના ઘરને સાથી શણગારે છે? જાપાનમાં કયા ધર્મો ચાલે છે? જાપાનની રાજધાનીનું શહેર કયું છે? તેની વસ્તી કેટલી છે? તથા તે શહેરમાં શું જોવા લાયક છે? જાપાન દેશપર દૈવી વિપત્તિ કઇ છે? જાપાન દેશનાં બીજાં મોટાં શહેરો ગણાવો, ને તેની જાણવા જેવી ટુંક હકીકત કહો. જાપાનના લોકોને કઇ જાતની ને શી કેળવણી આપવામાં આવે છે?

### પાઠ ૨૪ મો.

વિરક્ત=છુટા. (વિ=નહિ+રંજ ધાતુ=રાજી થવું+ત ભૂ. કૃ. પ્રત્યય.)
શિથિલ=નબળું; પ્રેમ વગરનું.
તૃષાર્ત=તરસથી દુઃખી થએલો. (તૃષ ધાતુ=તરસલાગવી+આર્ત=દુઃખી)
મૃગલી=હરણી.
વિહ્વળ=દુઃખી.
તરસ છીપાવ્યા વિના=પાણી પીધા વગર.
ગર્ભિણી=બે જીવવાળી. (ગર્ભ+ઇન+ઈ)
ખડ=ઘાસ.
આસક્તિ=પ્રેમ.
યોગભ્રષ્ટ=યોગમાંથી છુટા; ઇશ્વર સાથે મન લગાડેલું તેમાંથી મન ખસી જવું તે.
યોગ=ઇશ્વર સાથે મન લગાડી એકચિત્ત થવું એવી ક્રિયા. (યુજ્ ધાતુ=જોડવું ઉપરથી.)
ઋષિહ્રદયે=ઋષિના મનમાં.

ફાંસો=જાળ; સંસારરૂપી ફાંસો.
કિન્તુ=તોપણ.
બંધની=બાંધાની; જાળની.
કરથી=હાથથી.
કુરંગ=હરણ.
ભંગ=મંગાણ; નુકસાન.
દી=દિવસ. (કાઠિઆવાડ તરફ વપરાતો શબ્દ.)
દર્દ=દુઃખ: રોગ; દુઃખાવો.
અશ્રુ=આંખમાંથી નીકળતું પાણી.
વાંછના=ઇચ્છા; ભાવના.
અપત્યજ=બાળક.
આસક્તિ=પ્રેમ; વહાલ.
પામર=હલકા; પાપકર્મ કરનારા; નીચ અણસમજુ.
અનુગ્રહ=ઉપકાર.
ભીતિ=વહેમ; બીક.

ઉન્મત=ગાંડા, અવિચારી. (ઉત્ ઉપસર્ગ+મન્ધાતુ=વિચાર કરવો +ત પ્રત્યય.)
બ્રહ્મજ્ઞાની=પરમેશ્વરને ઓળખનાર.
(બ્રહ્મ=પરમેશ્વર+જ્ઞાની=જાણકાર)
યજ્ઞોપવિત=(યજ્ઞ+ઉપવિત)=જનોઇ દેતી વખતે જે યજ્ઞ થાય છે તે
ઉપવિત=જનોઇ
સંસ્કાર=ક્રિયા. (સં=સારી રીતે+ કૃધાતુ=કરવું)=સારી ક્રિયા. શરીર તથા મનની શુદ્ધિ થાય એવી ધાર્મિક ક્રિયા. ગર્ભાધાન, જાતકર્મ ઉપયન વગેરે સંસ્કારો છે.
નિત્યકર્મ=દરરોજનાં કામ; (સંધ્યા, પૂજા, યજ્ઞ કરવો વગેરે દરરોજના કર્મ.)

**સમજુતી**—ઘણાએ દહાડા જતા રહ્યા છતાં હજીપણ ઋષિના દિલમાં તો મૃગ (હરણ) વહાલુંજ છે. (અર્થાત્ હરણ તરફની પ્રીતિ ઘટી નથી.) એવી રીતે ઘણાએ દહાડા (વખત) વહી જશે તોપણ ઋષિને એ મૃગ વહાલુંજ રહેશે. (એક વખત) જે જગત્‌ને છોડી દઇ સંસાર તરફ ધિક્કાર બતાવતો હતો. તેજ ઋષિ અરે, પાછો મૃગ તરફ ( દુનિઆની વસ્તુઓ તરફ ) માયાળુ થયો. અરે, ઋષિને

સમજણુ છતાં કોઇપણુ વખત એ પ્રીતિ (જાળ) છુટી નહિ. (ફરીથી મન સંસાર તરફ ગયું)

**સવાલ**—જડભરત રાજાના પિતાનું નામ શું? ભરત રાજાને કોની દયા આવી? ભરત રાજાને પાછી કોની માયા વળગી? ભરતરાજા શાથી મરણુ પામ્યા, તેમનો જીવ શામાં રહી ગયો હતો? માણુસનો જન્મ, બીજે અવતારે કોના જેવો થાય છે? ભરતનો બીજો તથા ત્રીજો અવતાર શું હતો? જડભરત લોકો તરફ કેવી રીતિ રાખતા? જડભરતના પિતા કયા નિરાશામાં મરણુ પામ્યા?

ધીમે ધીમે મરણુના સપાટા (ઘા) શરીરપર લાગ્યા તોપણુ માયાનું બંધન જરાપણુ ઓછું થયું નહિ. યોગી બનેલા (ભરતઋષિએ) ભરત, હરણુને નરમ હાથથી થાબડે છે, તેથી હંમેશાં અને હજી પણુ ઇશ્વર તરફના ધ્યાનમાં ભંગ થાય છે.

ઋષિ (ભરત ઋષિ) એક દિવસ, જટાનું છીકું બનાવી સૂતો છે. એને તેની નાડી જોસબંધ ધબકે છે, ને નાડી હવે બંધ પડશે એમ જણુાવા લાગ્યું.

દુઃખી થએલું હરણુ ઋષિની નજીક ઉભું છે, તે ઋષિનું દુઃખ (મરણુનું દુઃખ) સમજ્યું હતું, તેથી ઋષિના હાથ અને કપાળ (તે હરણુ) ચાટતું હતું, તથા બંને એક બીજાને જોઇને આંસુથી રડતાં હતાં. ઋષિના ગાલ પણુ ભીના હતા, તથા જ્યારે એક ટીપું આંખમાં રહ્યું ત્યારે ઋષિ એવું બોલ્યા કે હે મારા બાળક આ આશ્રમમાં (સ્થાનમાં) રહી, કેવી રીતે તું જીવી શકશે? તથા મારા વિના તું એકલું શું કરી શકશે? તથા બીજું કયું નવું ટોળું તું શોધશે? અરેરે, શું મારૂં મરણુ ગમે તે સમગેજ (વગર મોતે)જ થશે? એવું બોલીને તે યોગી મરી ગયો.

પછીની કથા ભરત માટે એવું કહે છે કે(તે ઋષિની ઇચ્છા મૃગમાં રહી ગઇ છે માટે) તે ઋષિ બીજે અવતાર હરણ જન્મશે. કારણ કે જેની, જેવી જેવી ઇચ્છા મરણ વખતે રહી જાય છે તેણે તેવી ઇચ્છા પૂર્ણ કરવા માટે સૌને ફરી જન્મ લેવો પડે છે.

**પાઠ ૨૫ મો.**

બલિદાન=હોમમાં આપવાની વસ્તુ; (બલિ=દેવને આપવાની વસ્તુ+ દાન=આપવું.)

હૃષ્ટપુષ્ટ=માંસથી ભરપુર; ઘણાજ જાડા; ઘણી ચરબીવાળા તથા મજબુત.

અલંકૃત=શોભીતા;

મૃદંગ=નરણું (મૃત્=માટી+અંગ =શરીર) માટીથી જેનું શરીર બનેલું છે તે.

દારૂણ=ભયંકર

ક્રોધાયમાન=ગુસ્સે થઇ; ક્રોધવાળી.

પુષ્ટ=ચરબીવાળું; મજબૂત.

દાખવશે=બતાવશે.

રખેને=કદાચ.

ગાફલ=બેદરકાર.

ખરૂં તેજ=સાચી માહિતી; ખરી હકીકત.

મદ=ખુમારી; ગર્વ.

હૃષ્ટ=ખાઇ પી મસ્ત બનેલો; મજબૂત ઘણી ચરબીવાળો.

ગફલત=ભૂલ

પાત્ર=લાયક.

હાસ્ય=મશ્કરી, મજાક; કોઇને જોઇ એકદમ હસી પડવું તે.

જીવતો મુવેલો=જીવવાળો છતાં મરી ગએલો જેવો; શક્તિ વગરનો

રાભા જેવો=મૂર્ખ; અણસમજુ.

ગુપ્ત=છાનો; સંતાઇ રહેલો.

પ્રભાવવાળા=શક્તિવાળા,

મુનિવર=મુનિમાં શ્રેષ્ઠ; શ્રેષ્ઠ મુનિ. (મુનિ+વર પ્રત્યય=શ્રેષ્ઠપણું બતાવે છે.)

જડ=જીવ વગરનો; હાલે ચાલે નહિ તેવો; સ્થિર.

હું જાડો નથી, હું પુષ્ટ નથી= હું એટલે હું નામથી ઓળખાતું

શરીર નહિ, પણ આત્મા જાડા- પણું અગર પાતળાપણું એ તો શરીરના (દેહના) ધર્મ છે. આત્માના એવા ભેદ નથી. આત્મા તો અમર છે, આત્મા જાડોએ નથી, અને પાતળો નથી; આત્માના કાંઇ એવા તફાવત પડતા નથી

સંભાષણ=સામસામેના સવાલ જવાબ; વાદવિવાદ.

પ્રશ્નોત્તર=સવાલ અને જવાબ (પ્રશ્ન=સવાલ+ઉત્તર=જવાબ)

સાષ્ટાંગ=શરીરના બધા અવયવ સાથે. (સ=સહ સાથે+અષ્ટ=આઠ, અંગ= અવયવ—શરીરના ભાગ)

આત્મસ્વરૂપ=આત્મનું ખરૂં રૂપ; આત્મા શું છે તે વિષેનું રૂપ.

**સવાલ**—જડભરતને કયા લોકો માતાને ભોગ આપવાને સારૂ લઇ ગયા હતા? શા કારણથી લઇ ગય હતા? ભદ્રકાળી માતાએ ક્રોધે થઇ શું કર્યું? જડભરત કયા માણસના હાથમાં સપડાયો, શા કારણથી જડભારતને પાલખી ઉંચકવી પડી? જડભરતની ચાલથી રાજાને શું થયું? રહુગણ કોણ હતો? તે રાજા કયાં જતો હતો? રહુગણ રાજાએ મશ્કરીમાં જડભરત રાજાને શું કહ્યું? જડભરને રાજા સાથેના વાદવિવાદમાં શું બોધ દીધો? કઇ જાતનું અભિમાન ખોટું છે? સંસાર કેવો છે? છેવટે ભરતના બોધથી રહુગણ રાજાએ શું કર્યું? ને શું બોધ ભરત પાસથી લીધો હતો?

## પાઠ ૨૬.

લક્ષ્મીસ્વરૂપ=પૈસાનું રૂપ; પૈસાવાળી સ્થિતિ.

લક્ષ્મી=નાણું; પૈસો.

પ્રભાત=સૂર્ય ઉગ્યા પહેલાનો વખત.

અપાર=ઘણીજ. (અ=નહિ+પાર= છેડો) છેડા વગરનો.

ખાતે થકી=ખંતથી; ખીલવાની જેટલી શક્તિ હોય તે પ્રમાણે.

નિરધાર=નક્કી; ખચિત; જરૂર.

હાલહવાલ=ખરાબ દશા. હાલ= હાલત; દશા.

હુંય=હું. } ય શબ્દ કવિતામાં
તુંય=તું. } ખૂટતાં ઉમેરવાની કવિને છૂટ છે.

સ્વજનને=પોતાનાં માણસોને; સગાં વહાલાંને; કુટુંબને. (સ્વ=પોતે-પોતાનાં+જન=માણસ.)

દુઃખકર=દુઃખ કરનાર; દુઃખ કરનારૂં; દુઃખી. (દુઃખ+કર=કરનાર).

પૂરજ=રેલમછેલ; અતિશે વધતું તે;

વાટે=અટકાવે: ઉગારે; બચાવે; (વ ધાતુ=વારવું; અટકાવવું)

ખમે=સહન કરે; વેઠે.

વિવિધ=જુદી જુદી જાતના.

નાટ=નાશ.

કદ=કોઇ પણ વખત.

તારે=ઉગારે; તારે; બચાવે.

**સમજુતી**—જ્યારે સવાર થાય છે, ત્યારે કમળનું ફુલ કાંઈક ખીલવા માંડે છે (પહોળું થાય છે), અને વખરે સોડમ આપે છે (પછી) જેમ જેમ દિવસ વધતો જાય છે, તેમ તેમ ઘણીજ સોડમ આપે છે. (૧) પછી પોતાની જેટલી ખીલવાની શકિત હોય તેટલું પહોળું થાય છે ત્યાર પછી નક્કી તે ચીમળાવા-સંકોચાવા-માંડે છે. અને સારૂં લાગતું નથી; અને ક્યારે કમળને છોડી દઉં એમ (જોનારને) ઇચ્છા થાય છે.-કમળનું ફૂલ જ્યારે સહવાર થાય ત્યારે ખીલવા માડે છે. (૨) (કમળની માફકજ) લક્ષ્મીબાઇનાં (પૈસાનાં) લક્ષણ છે. હું તે કહું છું તે જુઓ, સાંભળો. (લક્ષ્મીબાઇ (પૈસો-નાણું) ધીમે ધીમે ધીમે ઘરમાં આવે છે. પછી તે માણસની કેવી ખરાબ સ્થિતિ કરે છે? પ્રથમ ધન વિષેની ડાહી ડાહી વાતો (માણસ) કરે છે, અને પૈસો સામા માણસનું ધ્યાન ખેંચે છે. (આ માણસ બહુ પૈસાદાર છે એમ સહુ ઓળખે છે) (૩) સગાંને પોતાની સગાઇ (પૈસાથી) બતાવે છે; અને પોતાના કુટુંબને સુખ આપે છે. જ્યારે પૈસાવાળો ઘણોજ પૈસો મેળવે છે. ત્યારે તેને દુઃખ થાય છે. (ધન ચોરાઇ જવાનું

અગર ધનને લીધે કોઇનું મરણ પૂરી કરી જાય તેનું અથવા મોટી ચિંતા થાય, એવાં દુઃખ પૈસાદારને થાય છે) પછી ધનવાનનો અહંકાર આવે છે, ને કોઇની સામા પણ તે જોતો નથી: એમ જ્યારે ઘણોજ પૈસો મળે ત્યારે વહાલાં માણસોને પુષ્કળ પૈસો મળ્યો જોઇને પોતે તેને પૈસો મેળવતાં અટકાવે છે. (૪)

ધીરો ભગત કહે છે કે જે ખીલે છે (ચડતી જેની થાય છે) તે કરમાય છે (તેની પડતી થાય છે) એવા નિયમ પ્રમાણે ઘણાજ પૈસાવાળાને ઘણી ઘણી જાતનાં દુઃખ સહન કરવા પડે છે. (વેઠવાં પડે છે) ત્યારે પાછળની પોતાની સ્થિતિના વિચારો યાદ આવે છે, (આ પ્રમાણે) લક્ષ્મી (પૈસો) કોઇને પણ આ સંસારરૂપી દરિઆમાંથી પેલે પાર લઇ જઇ બચાવી શકતો નથી) એટલે (પૈસાદારો ધનના અભિમાનમાં સારાં કામ કરવાને બદલે પાપકર્મ કરે છે તેથી, પાપીથી આ સંસારરૂપી દરિયો તરાતો નથી) (૫)

પાઠ ૨૭.

વિવાદ=સંવાદ; જ્ઞાનની હરિફાઇ માટે સવાલ જવાબ કરવા તે. (વિ=વિશેષ કરીને+વાદ=વદ્ ધાતુ=બોલવું+અ પ્રત્યય.)

વાદ=બોલવાની અને તેના ઉત્તર આપવાની ચાલાકી.

કોટિ=તરેહ; જાત; પ્રતિ.

તીવ્ર=ઝીણી.

ઝીણવટ=બારીકી.

મુદ્દાઓ=મુખ્ય હકીકત.

પ્રતિપક્ષી=વિરોધી; સામેનો માણસ; હરીફ (પ્રતિ=સામે+પક્ષ=બાજુ +ઈ=વાળો)

અફવા=વાત; ગપાટો.

કૌતક=જાણવાની ઇચ્છા; નવાઇ; કુતૂહલ.

પ્રબળ=જોરાવર.

મુખમુદ્રા=મોનો ચહેરો.

ગ્લાનિ પામી=કરમાઇ.

ફળી ગયો=વગર કહ્યે સમજી ગયો.
અદૃષ્ટ=દેખાતા બંધ; અલોપ (अ=નહિ+દૃષ્ટ=દેખાયલો दृश् ધાતુ જોવું+त ભૂ० કૃ० પ્ર०)
તૃપ્તિ પર્યંત=સંતોષ થાય ત્યાં સુધી. (તૃપ્તિ=સંતોષ+પર્યંત=સુધી)
તદબીર=યુક્તિ.
મસલત=વિચાર; ગોઠવણ.
ગુપ્ત=છૂપી (ગુપ્ ધાતુ=સંતાઇ જવું)
ભોળા હૃદયનો=ખરેખરી હકીકત કહી દે તેવો; કપટ વગરનો.
હૃદયમાં=મનમાં.

**સવાલ**—વિવાદપુરીના લોકો કેવી બાબતમાં કુશળ હતા? બુદ્ધિશૂન્ય કોણ હતો? તેણે ચતુરસિંહ પાસેથી કેટલી કિંમતનાં ત્રણ વચનો લીધાં? એ વચનો શું હતાં? બુદ્ધિશૂન્યનો મિત્ર કોણ હતો? બુદ્ધિશૂન્ય તથા રસોઇઆએ શું છૂપી રીત શોધી કાઢી? તેમ કરવાનો બંનેનો શું વિચાર હતો? શઠપતિને બુદ્ધિશૂન્યના બોલવામાં વિશ્વાસ થયો કે નહિ? શઠપતિ તથા તેના મિત્રે કેવી શરત બકી? ચતુરસિંહે બુદ્ધિશૂન્યને ત્રણ વચનો સિવાય બીજું શું આપ્યું હતું? એ બીઆને વાવવાથી, તરત શું થતું?

પાઠ ૨૮.

અદ્ભૂત=નવાઇ ઉપજે તેવું.
न भूत=अद्भुत.
પાયમાલ (ફા)=ખરાબ; પૈસા વગરનો.
રદ કરશે=નકામી ગણશે.
બકવાદ=મોટો લવારો.
અવધિ=મુદત; વખત.
સહાયતા=મદદ, આશરો. (સહાય+તા.)
મુડદાલ=શક્તિ વગરના; મરી ગએલાના જેવા.
રગજગ=બોલાચાલી; તકરાર (રકઝક)
પક્ષ=બાજુ; તરફેણ
કાવતરૂં=કપટવાળી યુક્તિ.

**સવાલ**—બુદ્ધિશૂન્યે રસોઇઆને બોલાવી શું માંગ્યું? બી કેવાં હતા? શઠપતિએ બુદ્ધિશૂન્યને શું કહ્યું? બુદ્ધિશૂન્ય દહેરામાં જઇ

કોની પ્રાર્થના કરી, કેટલા દિવસ કરી, અને શા માટે કરી? દેહરા-માંથી શું અવાજ સાંભળ્યો તેથી બુદ્ધિશૂન્યે શું કર્યું? બુદ્ધિશૂન્યનો ઘોડો કસાઇએ કેવી રીતે પડાવી લીધો? કસાઇએ ઘોડો વેચાતો લીધો? એટલે તેમાં શું શું આવી ગયું તે કહો. છેવટે શું નુકસાન બુદ્ધિશૂન્યને થયું?

## પાઠ ૨૯.

મુક્ત=છૂટો.

ખ્યાતિ=વખાણ; કીર્તિ; તારીફ.

થકવે છે=હરાવે છે.

શબ્દજાળ=શબ્દરૂપી ફાંસો; બોલવામાં બંધાઇ જવું તે

સબુર ખમ=ધીરજધર; ધીરજ રાખ.

અનિશ્ચિત=નક્કી નહિ તેવું; (અ=નહિ+નિશ્ચિત=નક્કી)

વેશ=પોશાક.

નિશ્ચય=ટેક; પણ.

સ્વીકાર્યા નહિ=લીધા નહિ.

પ્રકરણ=ચાલતી વાત; બનેલો બનાવ.

સબ્બો=મજબુત.

ભૂષણ=નાક, શોભા.

સવાલ—ચતુરસિંહે, બુદ્ધિશૂન્યને ઘેર જઇ શું કહ્યું? બુદ્ધિશૂન્ય બજારમાં જોડા લેવા ગયો ત્યાં મોચીને શું કહ્યું? મોચીએ જોડાના પૈસા શા માટે લીધા નહિ? મોચીને, ચતુરસિંહે કેવી રીતે બોલીથી સપડાવ્યો? કેવી રીતે મોચી ખૂશ થયો? તથા શું નુકસાન મોચીને થયું? બુદ્ધિશૂન્ય, હજામને ત્યાં જઇ કેવી બોલીમાં સપડાયો? બુદ્ધિશૂન્યે કોની મદદ તથા સલાહ લઇ હજામને છેતર્યો? હજામને કંઇક આપવા શું યુક્તિ રચી હતી? કંઇક લેવામાં શું મળ્યું?

## પાઠ ૩૦.

ગુરદાસ=મૂર્ખ; અણસમજણો.

મુક્ત કંઠે=ખુલ્લે ઘાટે.

પરોક્ષ રીત=આડકતરી રીતે; ઉલટી રીતે. (પર=દૂર+અક્ષ=આંખ)

આંખથી છેટે—આંખથી ન જણાઇ શકે તેમ.

છાતી સમાન=છાતી જેમ સીધી રહે છે તેમ; સીધો.

**સવાલ**—ચતુરસિંહે, બુદ્ધિશૂન્યના મિત્રને છેતરવા શું યુક્તિ રચી હતી? એ યુક્તિમાં કોની હાર કેવી રીતે થઇ? બુદ્ધિશૂન્યના રત્નોની પેટી ક્યાં ગોઠવી હતી? શરત પ્રમાણે દાદરને કોણ પહેલો અડક્યો? દાદરને લેવાથી શઠમિત્રનાં વખાણ થયાં કે ફજેતી થઇ? શઠમિત્રની દાનત શું હતી? બુદ્ધિશૂન્યે ચાર વચન લીધાં હતાં તે ખરાં નીવડ્યાં કે ખોટાં? બુદ્ધિશૂન્યને પાયમાલ કરવાને કોણે કેણે શી યુક્તિ કરી હતી? ચતુરસિંહના વચનની કિંમત પ્રમાણે તેને (બુદ્ધિશૂન્યને) શું ફાયદો થયો? બુદ્ધિશૂન્યનો ખરો મિત્ર કોણ? ખોટો મિત્ર કોણ? ખરો મિત્ર શું કરી શકે?

**પાઠ ૩૧.**

ઠારોઠાર=દરેક ઠેકાણે.

દ્વાર=બારણું.

વિનવે=નમનતાઇથી કહે.

નિવાર=અટાક. (નિ. ઉપ+વૃ ધાતુ =વારવું: અટકાવવું+ અ પ્રત્યય)

એકાંતે=એકલો.

પેર=રીત; પ્રકાર.

ઉરમાં=મનમાં.

અમિત=પુષ્કળ. (અ=નહિ+મિત= માપ) માપ વગરના.

ધાય=દોડે.

હૃદયાકાશ=હૃદયરૂપી આકાશ. (હૃદય +આકાશ)

રૂંધ્યું=ગોંધ્યું; ઘેરી લીધું.

કામાદિક=કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે. (કામ=ઇચ્છા+આદિ=પહેલાં +क પ્રત્યય) પહેલાં કામથી શરૂ થઇ બીજા એવા દુર્ગુણ સાથે આવે છે તે.

મનમેલ=મનનો મેલ.

ફેલ=ઢોંગ;

આડી કરને પાળ=પાળ બાંધ કે તે કામાદિ ઓળંગી શકે નહિ; સત્ય, દયા ને સંતોષ હોય તો કામાદિ મનમાં પ્રવેશ કરી તેને મેલું ન કરે.

દૃઢ=મજબુત; ખસે નહિ તેવો; અચળ.

સદ્ય=તરત.
પાતકપાશ=પાપરૂપી ફાંસો. (પાતક =પાપ+પાશ=ફાંદો, જાળ)

**સમજુતી**—કપટી માણસ જ્યાં જ્યાં જતો, ત્યાં ત્યાં બીજાને પાપી બનાવતો; (કારણ કે કપટી માણસ જૂઠું બોલે છે. અને જૂઠ એ પાપ છે. તેથી બીજાને જૂઠું કહી જુઠું શીખવતો.) ચપટી (થોડા) ચોખા લઇને, બધા દેવનાં દર્શન કરતો; અને દેવની પાસે (બારણા પાસે) જઇને હાથ જોડીને દેવની મૂર્તિને એવું કહેતો, કે હે દેવ, મારાં પાપ તું નાશ કર. (મારાં પાપ તું લઇ લે.) (૧)

કોઇની આવજા નહિ હોય, ત્યાં જઇ ફૂલ, સુગંધિત વસ્તુ, (લોબાન. ચંદન, ધૂપ) વગેરે જુદી જુદી વસ્તુવડે દેવની પૂજા તે કપટી કરે છે અને જાણે પોતાની ઉપર ભગવાન (દેવ) દયા લાવી પાપની માફી આપશે એમ સમજી લાડ કરતો જઇ, ને કરગરે છે, (માફી માગે છે). કપટી માણસ જ્યાં જાય ત્યાં બીજાને પોતાનું પાપ આપે છે. (૨)

ઘડીકમાં નીચો થઇને (નીચો વળીને) પગે લાગે છે, અને ઘડીકમાં દેવ સામે ઘણુ નાચે છે, અને ભજન ગાય છે, વળી પ્રેમથી આંખો મીંચે છે (ધ્યાન ધરતો હોય તેમ), પણ બીજા પાસે માગણી કરતાં જરાએ ધરાતો નથી કપટી માણસ જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાંબીજાને પાપ આપે છે. (બીજાને પાપી બનાવે છે) (૩)

ક્રોધ, કામ, લોભ, વગેરે નઠારા ગુણો પોતાના મનમાં ઘણાજ છે. તથા ધન મેળવવા ઘણાં ફાંફાં મારે છે (ધનનો લોભ વધારે છે) કોઇને ત્યાં જઇ ચોરી કરે છે, કોઇનું જુઠું બોલે છે, કોઇને છેતરે છે, કોઇને આપેલા ભરોસા પ્રમાણે વર્ત્તતો નથી; આવી રીતે (નઠારી રીતે) જેમ તેમ કરીને કમાય છે-આમ કપટી માણસ જ્યાં જાય ત્યાં ત્યાં બીજાને પોતાનું પાપ આપે છે. (૪)

મનમાં એવું જાણે છે કે પાપ કરીને દેવની પાસે જઇ કહી દેવાથી પાપ જતું રહે છે, પણ એમ પાપ જતું નથી; કારણ કે પાપનાં મૂળ એટલાં બધાં શરીરમાં ઉંડાં ગયાં છે કે પાપથી હૃદયરૂપી આકાશ પણ પાપરૂપી ધૂમાડાથી ઘેરાઇ ગયું (પુષ્કળ પાપ મનમાં ભેગું થયું) એમ કપટી માણસ જ્યાં જ્યાં જાય, ત્યાં ત્યાં બીજાને પાપ આપે છે. (૫)

કામ, ક્રોધ લોભ વગેરે દુર્ગુણો એ પાપનાં મૂળ છે. (મનને પાપી બનાવે છે) એ દુર્ગુણોરૂપી મનનો મેલ જ્યાં સુધી (શરીરમાં) છે ત્યાં સુધી દેવ (તારી વાત) સાંભળશે નહિ, કારણકે દેવ એને ઢોંગ સમજે છે. કપટી માણસ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં બીજાને પાપ આપે છે. (૬)

જો પાપને મટાડવા ઇચ્છતો હોય તો પ્રથમ મનમાંથી નઠારો મેલ જે કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર, અદેખાઇ એ દુર્ગુણો છે તેને છોડી દે; અને સત્ય, દયા, સંતોષ વગેરે (સદ્‌ગુણો) ગુણોની પાળ બાંધ (સારા ગુણો શીખ, જેથી કામાદિક મેલ આવી શકે શકે નહિ.) કપટી માણસ જ્યાં જ્યાં જાય છે. ત્યાં ત્યાં સામાને પાપ આપે છે. (૭)

(મનને ચોકખું કરી (કપટ, લોભ, જૂઠું ક્રોધ આદિ નઠારા દુર્ગુણો છોડી દઇને) તથા પાકો વિશ્વાસ પરમેશ્વર ઉપર રાખી ઇશ્વરને ભજ, જેથી મનોહર કવિ કહે છે કે તેજ પરમેશ્વર તને નઠારાં પાપથી છોડવશે, અને પાપરૂપી જાળ તોડી નાખશે (એટલે તને મોક્ષરૂપી સુખ આપશે) કપટી માણસ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં બીજાને પાપ આપે છે. (૮)

### પાઠ ૩૨ મો.

વનસ્પતિ=ઝાડ, છોડ, વેલા, વગેરે
કૃત્રિમ=બનાવટી; માણસે બનાવેલું.
કુદરતી=એની મેળે બનેલું; સ્વાભાવિક
સમૂહ=જથો.
હિમ=બરફ,

હિમાલય=બરફનું રહેઠાણ. (હિમ=બરફ+આલય=રહેઠાણ.)

સૂક્ષ્મદર્શકયંત્ર=(સૂક્ષ્મ=ઝીણું+દર્શક=બતાવનાર+યંત્ર=સાંચો) ઝીણી વસ્તુને મોટી બતાવનાર યંત્ર.

ભેખડ=ટેકરાનો ઝુલતો ભાગ.

**સવાલ**—પાણીનાં બે સ્વરૂપ કયાં બને છે? બરફ પાણીથી હલકો છે કે ભારે? બરફને સૂક્ષ્મદર્શક યંત્રમાંથી જોતાં શું દેખાય છે? બરફના કારખાનામાં જે બરફ બને છે તે, અને આકાશમાં બરફ બને છે તે એમાં શું ફેર છે? બરફને શું મળે તો પ્રવાહીરૂપ બને છે? પાણીનું બરફ કેવી રીતે બને છે? બરફ ઘણા પ્રમાણમાં ઠરેલો કયાં જોવામાં આવે છે? બરફનો ડુંગર કયો છે? બરફપર ગાડી હાંકે છે તેનું નામ શું? એ ગાડીને કોણ ખેંચે છે? બરફ પડે ત્યારે શું નુકસાન થાય છે?

## પાઠ ૩૩ મો.

ધ્રુવ=પૃથ્વી જે ધરી પર ફરે છે તેના બે છેડામાંના દરેક છેડાને ધ્રુવ કહે છે.

હિમક્ષેત્ર=જેમાં બરફ ઠરી જાય છે તેવી જગ્યા; બરફની બનેલી નદી (હિમ=બરફ+ક્ષેત્ર=જગ્યા.)

ટાયટેનીયા=આગબોટનું નામ છે.

છાછરૂં=ઘણું ઉંડું નહિ તેવું.

ઉપકારક=બીજાનું ભલું કરનાર. (ઉપકાર+ક=કરનાર)

**સવાલો**—હિમક્ષેત્રો એ શું? બરફની નદીઓમાં બરફ પાણીથી ઉપર હોય છે કે નીચે? બરફના તરતા ડુંગરાથી કઈ આગબોટ ભાંગી ગઇ હતી? બરફ તરે છે ત્યારે તેનો કેટલો ભાગ પાણીમાં ડૂબેલો હોય છે? બરફ શું ઉપયોગી છે? બરફ નપડે તો કોને નુકસાન, શું જાતનું થાય છે? બરફના તરતા ડુંગરા પાણી ઉપર કોના જેવા જણાય છે? એવા ડુંગરાને ઓગળતાં કેટલોક વખત લાગે? બરફનો ડુંગર હોય તેમાંથી કયો ભાગ જલદી પીગળે છે? બાકીના ભાગનું શું થાય છે?

## પાઠ ૩૪.

બેદી=વીંધી.
સુંદર=ઘણેજ આધે.
શ્રવણથી=બોલના અવાજથી
ભક્ષ્ય=ખાવાયોગ્ય. (ભક્ષ્ ધાતુ=ખાવું+ય)
તરાપ=ફલંગ; કૂદકો.
સમીપ-પાસે; નજીક.
 બેચહેની=ચિંતા; દીલગીરી
જંપ=નિરાંત.
આલિંગન=ભેટવું તે.
મુંઝવણ=ગભરામણ; અકરામણ.
નિઃશંક=શંકા વગરના.
પ્રાણિમાત્રે=દરેક પ્રાણીએ.
અન્યોન્ય=એક બીજાને સાથે.
ઐક્ય=એકપણું; સંપ.
સામ્રાજ્ય=મોટું રાજ્ય.
ઉર્મિ=એકાએક થઇ આવેલી લાગણી
દુર્લક્ષ=ધ્યાન ન આપવું તે. (દુર્=નહિ+લક્ષ=ધ્યાન) ધ્યાનમાં નહિ હોવું તે.
કોલકરાર=સલાહનાં વચન; સુલેહ
વસા=ભાગ.
પલાયમાન થવું=ચાલ્યા જવું; જતું રહેવું

સવાલ—મરઘો કયાં બેઠો હતો ? મરઘાની પાસે શિયાળ કેવી રીતે આવ્યું ? શિઆળની આવવાની મતલબ શી હતી ? મરઘાને મારીને પોતાને ખાવાને માટે શિઆળે શું યુક્તિ કરી ? અને મરઘાને શું કહ્યું ? મરઘાએ શિઆળને શું જવાબ આપ્યો ? શિઆળે બધાં પ્રાણી વચ્ચે કેવી સલાહ થઇ છે તે કહ્યું ? આવી શિયાળની યુક્તિ છતાં શિયાળને શું કેવી યુક્તિથી મરઘાએ નસાડયું ? કોની યુક્તિમાં કોણ ફસાયું ? નિરાશ કોણ થયું ?

## પાઠ ૩૫ મો.

આકુળ=ગભરાએલા.
દીન=ગરીબ.
દિન=દિવસ.
સાધ્વી=સારાં આચરણવાળી.
ડુમો ભરાયો=છાતી ભરાઇ આવી.

ગદ્‌ગદ્=ગળગળિત્,–થોડા આખા શબ્દ તથા થોડા અધુરા શબ્દ નીકળતા હોય એવી.
વાણી=બોલી.
રાજરાજેશ્વર=રાજાઓમાં મોટા; મોટા રાજા.
પરિ કરો=પરહરો; છોડી દો.
વ્રત=નિયમ.
મહત=મોટા; શ્રેષ્ઠ.
વ્રતભંગ=નિયમ તૂટવો તે.
પુરુષશાર્દૂલ=પુરુષોમાં શ્રેષ્ઠ; મોટા પુરુષ (પુરુષ+શાર્દૂલ પ્રત્યય શ્રેષ્ઠતા વાચક છે.)
નરશાર્દૂલ=માણસમાં મોટો.
શાર્દૂલ=વાઘ.
ગરવી=મોટી; પ્રખ્યાત. (ગુરુ=મોટું+ઈ=વાળી)
ગત્ય=ગતિ; રીત.
ગરવી કરી ગત્યરે=પ્રતિષ્ઠિત-મોટી રીત સ્વીકારી; ઉમદા આચરણ કરી.
મિથ્યાભાષી=જૂઠું બોલનારો.
કાંતિમાન=સારા ચહેરાવાળા; રૂપાળા
સોમ=ચંદ્ર.
વેદવેદાંગાદિક=વેદ તથા વેદના બીજા ભાગો વગેરે.
વેદ=હિંદુલોકનું ધર્મ શાસ્ત્ર.
વેદાંગ=વેદના ભાગો ૧. શિક્ષા (ઉચ્ચાર શાસ્ત્ર), ૨. કલ્પ (યજ્ઞ યાગ કેમ કરવા તે જેમાં દર્શાવ્યું હોય એવા ગ્રંથ), ૩. વ્યાકરણ, ૪. નિરુક્ત, વૈદિક શબ્દોની જેમાં વ્યુત્પત્તિ (ધાતુ પ્રત્યય વગેરે) આપી હોય તે શાસ્ત્ર), ૫. છંદઃશાસ્ત્ર, ૬. જ્યોતિષ. એ છ વેદાંગ કહેવાય છે.
મુખપાઠ=મોંએ કરવાની બાબત.
વસુ=એક પ્રકારના દેવ એ આઠ છે. ધર, ધ્રુવ, સોમ, દિવસ, અનિલ (વાયુ), અનલ (અગ્નિ), પ્રત્યૂષ (પ્રાતઃકાલ), પ્રભાસ.
દાનેશ્વરી=દાન કરવામાં શ્રેષ્ઠ.
સાક્ષાત્=ખરેખર; નક્કી.
ભાખ્યું=બોલાયું.
પાખે=સિવાય; વગર.
નેમ=નિયમ.

મહામત્ય=ઘણી બુદ્ધિવાળા (મહં=વધારે+મતિ=બુદ્ધિ+ય)
જુગમાં=પૃથ્વીમાં; દુનિયામાં.
જોટો=જોડ; બરોબરીઓ.
અશ્વમેધ=ઘોડાને છૂટો મૂકી જે કોઇ તેને બાંધે પકડે, તેની સામે યુદ્ધ કરી, તેને હરાવીને જીત થયાથી જે યજ્ઞ કરાય છે તે
રાજસૂય=બધા રાજાને તાબે કર્યા પછી, જે ચક્રવર્તિ રાજા નામ ધારણ કરે છે તે વખતે જે યજ્ઞ કરવામાં આવે છે તે.
વેધ=હાનિ; ઇજા.
રાખણહારો=રાખવાવાળો; રક્ષણ કરનારો.
સંતતિ=છોકરા છૈયાં (સં+તન્ધાતુ=ખેંચવું+તિ પ્રત્યય.)=જે વંશને સારી રીતે આગળ ખેંચે છે-વધારે છે તે.
શૈબ્યા=શિબિના કુળમાં ઉત્પન્ન થએલી; તારામતિ રાણી.
રોધે=રૂંધે; અટકાવે.

**સમજુતી**—ઘણાજ ગભરાયલા હોય, અને નરમ બનેલા હોય એવા (રાજા હરિશ્ચંદ્રને) જોઈ, તેની સારાં આચરણવાળી (પતિવ્રતા) સ્ત્રી મનમાં દુ:ખી થઇ. તેને. (તારામતિને) હૈયામાં દુ:ખ થઇ આવ્યું છતાં ભાંગાતુટા શબ્દોવાળી બોલીથી તે વખતે તે બોલી—૧.

અરે રાજાઓના પણ રાજા, જેવા મહારાજા, તમે આજે ચોતરફની ફીકર કરો છો, તોપણ ગમે તેમ કરી તમે (લીધેલા) ટેક પાળો. હે પ્રભુ જેવા રાય, સત્યનો લીધેલો ટેક એજ, બધા ટેકમાં-વ્રતમાં-મોટામાં મોટો છે—૨.

જેવી સ્મશાનભૂમિ તજવા જેવી છે, તેવીજ આ નિયમને તોડી જો દેહ રહે તો તેપણ તજવારૂપ છે. અરે પુરુષોમાં શ્રેષ્ઠ એવા સ્વામીજી, સત્યથી બીજું વધારે મોટું કોઇપણ નથી—૩.

સઘળાં ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે કે સત્ય-સાચું બોલવું-લીધેલો ટેક

પાળવો–એજ મોટું છે. તો સારાં આચરણવાળી જે રીત છે તે રીત (તમે) પાળો કારણ કે જૂઠું બોલનારો ચંદ્રમાના જેવો દેખાવડો હોય તે ભલે યજ્ઞ કરે.—૪.

ભલે વેદ-તથા વેદના બીજા ભાગો જેણે મોઢે કર્યા હો, તથા જેનાથી (ધ્રુવ, સોમ, અનિલ, અગ્નિ વગેરે) આઠે વસુ હારી જતા હોય, કોઇ બલીરાજા જેવો દાનેશ્વરી હોય, અથવા પ્રહલાદ જેવો પુણ્યશાળી હોય–૫

પણ જો સત્ય ખરેખર નવ બોલતા હોય-નહિ પાળતા હોય તો હે મારા નાથ, તે બધા નકામા-ફોકટ છે. ધર્મ શાસ્ત્રમાં પણ એમ લખાયલું છે કે સત્ય વગર બીજો કોઇ નિયમજ નથી–૬

નઠારી બુદ્ધિવાળાને, જૂઠ તેવું છે. હે મહાબુદ્ધિવાળા (ઘણી બુદ્ધિવાળા સ્વામી) જૂઠ એ નઠારે સ્થાને લઇ જનારૂં છે. પહેલાં કૃતિ નામે એક ઘણો મોટો રાજા હતો કે જેની જોડ આખી દુનિઆમાં હતી નહિ–૭

જેણે (તે કૃતિ નામે રાજાએ) અશ્વમેધ નામના સાત યજ્ઞ કર્યા હતા, અને એક રાજસૂય યજ્ઞ હાનિવગર કર્યો, આટલું આટલું યજ્ઞનું પુણ્ય જાતે તેણે મેળવ્યું હતુ તોપણ એક વાતથી (અસત્યથી) તે સ્વર્ગથી–પૃથ્વી પર આવી પડયો હતો.–૮

એક વખત મોઢેથી જૂઠો ઉચ્ચાર (જુઠું બોલવું) તેનો થઇ ગયો, તેથી તે ઘણા દુઃખમાં પૃથ્વીપર પડયો અરે રાજા, ફકત એકજ ઉપાય છે કે સત્યનો ટેક પાળો. આપણું રક્ષણ કરનારો (પ્રભુ) સારૂં કે નઠારૂં જોશે-૯

જુઓ, હે પ્રભુ, મને હવે છોકરાં છૈયાં થયાં છે. હવે મને પહેલાંનું વચન (મને વચો, હું નકામી છું) બોલતાં અટકાવે છે એટલે મારાથી બોલી શકાતું નથી. એવું બોલી શૈબ્યા (તારામતિ) છાની રહી (બોલી નહિ.) કવિ પ્રેમાનંદ કહે છે. (કે હે તારામતિ, (રાણી) તને પણ શાબાશી છે. (કે આટલું દુઃખ પડયા છતાં હિંમત હારી નહિ, અને સ્વામીને સત્ય બોલવાનો ટેક જાળવવામાં મદદ કરી.)-૧૦

પ્રેમાનંદ— એ કવિ બીજા કવિઓમાં શ્રેષ્ઠ ગણાય છે. એણે ઘણાં કાવ્યો બનાવ્યાં છે, તેમાં સુધન્વાખ્યાન, કુંવરબાઇનું મામેરૂ, નરસિંહ મહેતાની હુંડી, દ્રૌપદી દર્શન, દશમસ્કંધ ભાગવત વગેરે ઘણાં પ્રસિદ્ધ છે.

એ કવિ વડોદરાના વતની, ન્યાતે ચોવીસા બ્રાહ્મણ હતા. કવિએ બીજાં પુસ્તકોમાં ઓખાહરણ, નળાખ્યાન, સુભદ્રાહરણ વગેરે મુખ્ય છે. પ્રેમાનંદ રામહરણ ગુરુના શિષ્ય હતા. કવિ લગભગ સો જીવ્યા હતા. અને ૧૭૫૦માં તેનો સ્વર્ગવાસ થયો હશે એમ માનવું છે. પ્રેમાનંદને સામળભટ્ટ સાથે ઘણો ઝગડો થતો હતો.

### પાઠ ૩૬.

પરિચિત=જાણીતું.
સંભર=એશિઆ ખંડનું મોટું હરણ
ભરાવો=પાસે પાસે હોવું તે; જથો.
ચિત્રિત=ચીતરામણ વાળું,તરેહવાર રંગનું. (ચિત્ર+ઇત પ્રત્યય વાળું)
માંસાહારી=માંસ ખાનારૂં
ગીચ=ગાઢ
વર્ગીકરણ=ભાગ પાડવા.
(વર્ગ=ધોરણ-ભાગ +કરણ=કરવું)
સૂચન=ચેતવણી; સૂચના.
કૃષ્ણ=કાળું.
વસતિસ્થાન=રહેઠાણ.
સ્વચ્છંદે=મરજીમાં આવે તેમ; ઇચ્છા મુજબ.
ધર્મશાસ્ત્ર=હિંદુ લોકોના ધર્મ, કાયદા

વગેરે બતાવનારૂં મોટું પુસ્તક
ભયસૂચક=બીકની ચેતવણી આપનારૂં.
કસ્તુરીમૃગ=જેની ડુંટીમાંથી કસ્તુરી નીકળે છે તે હરણ.
નાભિ=ડુંટી; શરીરનું મધ્ય બિંદુ
ત્વરા=ઝડપ.
વિકરાળ=ઘણું ભયંકર; (વિ=વિશેષ+કરાલ=ભયંકર)

**સવાલ**—બિલાડીના વર્ગનાં કયાં પ્રાણી છે? વાઘ કરતાં નાનાં માંસાહારી, વાઘના જેવાં કયાં પ્રાણી છે? કયું પ્રાણી ઝાડ ઉપર ચઢી શકે છે તથા જાતે માંસાહારી છે? જુદાં જુદાં હરણનાં નામ આપો. સાંભર હરણનાં શીંગડા કેવાં હોય છે? કાસ્મીર તથા તથા હિમાલય તરફ કઇ જાતનાં હરણ નજરે પડે છે? કસ્તુરી કયે સ્થળે હોય છે? નર તથા માદા બંનેમાંથી કોણ એ કસ્તુરી રાખે છે? કસ્તુરીમૃગને શીંગડાં છે કે નહિ? કસ્તુરી, નાભિમાં કેટલી મોટી હોય છે? કસ્તુરીમૃગના કાન તથા પૂંછડી કેવી હોય છે? ઊંટના પ્રકાર કહો. બે ખુંધવાળાં કયાં માલુમ પડે છે? ગેંડી પ્રાણી કયાં કયાં હોય છે? ફેર શું હોય છે? પશ્ચિમઘાટના બળદ, ને તિબેટ તરફના બળદોમાં શું ફેર છે? જંગલી કુતરાને મળતાં બીજાં કયાં પ્રાણી એશિઆમાં છે? એશિઆનાં પ્રાણીનાં નામ કહો? કયાં પ્રાણી પાળવામાં આવે છે? કયાં રાક્ષસી છે?

### પાઠ ૩૭.

નિરંકુશ=દાબવગરનાં(નિર્=નહિ+અંકુશ=દાબ) સ્વતંત્ર.
સરજ્યું=બનાવ્યું(સૃજ્ ધાતુ=બનાવવું)
હિપોપોટેમસ=બીડા પ્રાણીમાં રહેનારૂં ઘોડા જેવું પ્રાણી
કઢંગી=ઢંગ વગરની
નિશાચર=રાત્રે ફરનારૂં (નિશા=રાત્રિ+ચર્ ધાતુ=ચાલવું; ફરવું)
ઉચ્છિષ્ટ=એંઠો; ખાતાં બાકી રહેલો.
હાઇના=તરસ નામનું પ્રાણી. (એ આફ્રિકામાં થાય છે.)
ચિત્તાકર્ષક=મનોહર; ધ્યાન ખેંચે તેવું
ગીધ=ખીચોખીચ;

નિવાસ=રહેઠાણ.

વિષુવવૃત્ત=પૃથ્વીની વચ્ચે દોરેલું સૌથી મોટું વૃત-(વિષુવ+વચ્ચે, મધ્ય+વૃત=ગોળાકાર લીટી)

સંધિવા=એ નામનો રોગ છે. એમાં શરીરના સાંધા દુઃખે છે.

**સવાલ**—આફ્રિકા ખંડનાં મુખ્ય જંગલી પ્રાણી ગણાવો. ગધેડાને મળતું કયું પ્રાણી આફ્રિકામાં છે? હીપોપોટેમસ એ કયાં રહે છે? કોને મળતું છે? હરણને મળતું કયું પ્રાણી છે? તે રંગે કેવું છે? તથા શીંગડાં કેવાં હોય છે? આફ્રિકામાં જે વાંદરાં છે તે કદમાં કેવાં છે? એનાં દાંત કેવા હોય છે? એના હાથ કેટલા લાંબા હોય છે? માણસ ને મળતું પ્રાણી કયું છે? માડાગાસ્કર ટાપુમાં જે જાનવર છે તેનું નામ શું? એનુ રૂપ કેવું છે? એના દંત કેવા હોય છે? તથા આંગળાં કેવા?

### પાઠ ૩૮ મો.

માદા=સ્ત્રી.

બંતુસ=કાગળો.

અપવાદ=નિયમથી વિરૂદ્ધ હોવું તે.

ભરચક=ખીચોખીચ.

હિંસક=મારી ખાનારૂં; હિંસા કરનારૂં. (હિંસા=જીવને મારવુ+ક)

અપરિચિત=અજાણ્યું; જાણીતું નહિ તે. ઓળખાણ વગરનું.

હિંસ્ય=જેની હિંસા કરાય તે. (હિંસ=મારવુ+ય=પ્રત્યય)

સ્વરક્ષણ=પોતાનું રક્ષણ. (સ્વ=પોતાનુ+રક્ષણ=સંભાળ.)

આવાસ=રહેઠાણ.

સુરક્ષિત=સારી રીતે સંભાળેલું; નુકસાન વગર.

**સવાલ.**—કાંગારૂ પ્રાણી પોતાનાં બચ્ચાંને કયાં રાખે છે? એ કોને મળતું છે? કાંગારૂને મળતું, યુરોપમાં કયું પ્રાણી છે? એની પૂછડી કોના જેવી છે? ડિંગો પ્રાણી કોના જેવું છે? એ કયાં જોવામાં આવે છે? ઘમુ પ્રાણી કયાં જોવામાં આવે છે? એને મળતું કયું પ્રાણી

છે? એની ડોક કેવી છે? હંસની કેટલી જાતો છે? કાળા હંસ ક્યાં જોવામાં આવે છે? ઠંડા પ્રદેશમાં જ્યાં બરફ ઠરી રહે છે, ત્યાં કેવી જાતનાં પ્રાણી માલુમ પડે છે? તેમનો રંગ કેવો હોય છે? રીંછનો રંગ કેવો કેવો હોય છે? નોળીઆના જેવું કયું પ્રાણી ધ્રુવની નજીક જોવામાં આવે છે? એની પૂંછડી તથા શરીર કેવું હોય છે? કેવા રીંછને તાપમાં રહેવું ગમતું નથી?

| પાઠ ૩૯ મો. | આલ્હાદ=સરસ; નવાઈ ઉપજે તેવો. |
|---|---|
| લીગ=૩ મૈલ જેટલું અંતર. | ધૃષ્ટ=લુચ્ચું. |
| પ્રતિવર્ષ=દરેક વર્ષે. | વિકટ=ભયંકર; મુશ્કેલાઈવાળો. |
| ભૂખાળાં=ઘણાંજ ભૂખ્યાં. | ગેલ=રમત; આનંદ. |

સવાલ—યુરોપખંડનાં ક્યાં ક્યાં પ્રાણી છે? માછલીની જાતનાં જળચર પ્રાણી ક્યાં છે? માછલાંનું લોહી અને સીલના લોહીમાં શું ફેર છે? સીલનું મોઢું, પૂછડી, અને પગ કેવા હોય છે? સીલને શું પ્રિય છે? રેન્ડીઅર પ્રાણી કોને મળતું છે? રેન્ડીઅર ઝડપ આશરે કેટલી છે? રેન્ડીઅર પ્રાણી ક્યાં જોવામાં આવે છે? એ પ્રાણી બીજા શું ઉપયોગમાં આવે છે? શેમોય પ્રાણી ક્યાં જણાય છે? એનું ચામડું શું ઉપયોગનું છે? શેમોય ક્યાં રહે છે? એનો શિકાર કોણ કરે છે? રૂશિઆના વરૂ કેવા રંગનાં હોય છે? વરૂ ભૂખાળું થતાં શું કરે છે? રેન્ડીઅરના શીંગડાંની શી વસ્તુ બને છે?

| પાઠ ૪૦ મો. | પ્યૂમા=એ નામનો અમેરિકાનો સિંહ છે. |
|---|---|
| સિંહાવલોકન=સિંહ જેમ આગળ પાછળ જોતો જાય છે; તેમ આપણે પણ આગળ પાછળ જોવું. | કદ=લંબાઈ પહોળાઈ વડે રોકેલી જગ્યા. |

ગર્જના=સિંહના અવાજની માફક મોટો અવાજ થાય તે (ગર્જના સિંહની તથા વાદળાંની થાય છે)

શૉક=એકજ ધણીની બે ધણીઆણી હોય તે એક બીજીની શોક–શોક્ય કહેવાય છે.

શૉખ=આનંદ; મઝા.

સ્લાથ=ધીમી ગતિએ ચાલનારૂં અને ઝાડની ડાળીએ ઊંધું લટકી રહેનારૂં અમેરિકાનું પ્રાણી.

મંદગતિ=ધીમી ચાલ (મંદ=મીમો=ધીમી +ગતિ=ચાલ.)

**સવાલ**—ક્યાં ક્યાં પ્રાણીનાં ચિત્રો તમે પાઠ ૪૦મામાં જોયા? ઝાડની ડાળીએ ઊંધું લટકે છે તે પ્રાણી કયું? આલ્પાકાના કોટ બને છે તે આલ્પાકો શું છે? એ આલ્પાકા નામે જનાવર અમેરિકામાં કયે સ્થળે જોવામાં આવે છે? લામા પ્રાણીની ડોક કોના જેવી છે? લામા પ્રાણી થાકી જાય છે ત્યારે કોની માફક ઉઠતું નથી, તેમજ ચાલતું નથી? દીપડાને મળતું અમેરિકાનું કયું પ્રાણી છે? દેખાવમાં કોના જેવું છે? એનો શિકાર ક્યાંના વતની, કેવી રીતે કરે છે? ગર્જના કરનાર કયું પ્રાણી વાઘ કે દીપડાને મળતું છે? ઉત્તર અમેરિકાનું વરૂ, ને સામાન્ય વરૂમાં શું શું ફેર છે? એ વરૂ, માટે નવાઇ જેવું શુ છે? ઉત્તર અમેરિકાનાં હરણુ કોને મળતાં છે? એ સાંબર–હરણુ–પાણીમાં કેટલુંક તરી શકે છે? અમેરિકાનું, મોટી ભેંસ જેવું કયું પ્રાણી છે? ડુક્કર જેવા પ્રાણીનું નામ શું?

### પાઠ ૪૧ મો.

સ્વજીવન=પોતાની જિંદગી.

યથાશક્તિ=શકિત પ્રમાણે; આવડત પ્રમાણે.

રસપાન કરાવ્યું=કાવ્યરસનો સ્વાદ ચખાડયો; કવિતા બનાવી આનંદ આપ્યો.

અંશ=ભાગ.

શઠ=લુચ્ચો.

શંખશઠ=લુચ્ચો તથા મૂર્ખ.

વાંકુંભણે=ભુંડું બોલે; નઠારૂં કહે.

પણથી=આગ્રહસાથે.

પીડ=પીડા; મરણરૂપ દુઃખ.

ચીડથી=ખીજવાટથી.

જળશે=બળશે; દુઃખી થશે.

અગન=આગ; અગ્નિ: દેવતા.

રણથી=સંસારરૂપી રણમાંથી; સંસારમાંથી.

જગતૂમથી=જગતની ઉપાધિ રૂપી અંધકારમાંથી. (જગત્=દુનિઆ+તમ=તિમિર—અંધારૂં)

લેખચિત્ર=લખાણવાળા ચિત્ર; કવિતા રૂપી લખાણ.

દમથી=ગુસ્સાથી, જોરથી.

વીર=વીરત્વ.

અરિ=દુશ્મન

દિલથી=મનથી; ઇચ્છાથી.

ખચિત=ખરેખર; નક્કી; જરૂર.

જગતનીમ=જગતનો નિયમ. (જગત+નીમ)

મને=(નર્મદને.)

લતથી=ટેવથી. (ઇશ્વરને ભજવાની સારી ટેવથી)

**નર્મદ**—એ સુરતના વતની નર્મદાશંકર કવિ છે. એમણે ત્રણ મોટાં પુસ્તક રચ્યાંછે. તે એના નામ ઉપરથી "નર્મકાવ્ય, નર્મકોષ, નર્મગદ્ય એ" નામથી પ્રસિદ્ધ છે. કવિ જાતે બહુ દુઃખી હતા. ત્રણ પુસ્તકો ઉપરાંત બીજુંએ ઘણું લખ્યું છે. સુરતમાં આમલીરાનના ભાગમાં હજી એમનું સ્થાન છે. ડાંડીઓ નામનું વર્તમાનપત્ર એમણે કાઢ્યું હતું, તેના પણ તંત્રી હતા કવિ નાતે વડનગરા નાગર બ્રાહ્મણ હતા. એમના પિતાનું નામ લાલશંકર હતું. કવિ વૃદ્ધાવસ્થામાં બહુ દુઃખી હતા, છતાં તેમણે ધૈર્ય છોડયું નહિ હતું, તથા ગરીબાઇ બતાવી નથી. પ્રેમ અને શૌર્ય એ તેમના ખાસ અગત્યના શબ્દો હતા. એ ન.મથીજ તે પ્રસિદ્ધ છે.

હે રસિકજનો—(શોખીન સુરતના વતનીઓ) તમે (મારા મરણમાંથી) દિલગીરી લાવશો નહિ. કોઇ પણ દીલગીર થશો નહિ. મેં મારી

આવડત-તથા ગજા પ્રમાણે તમને કવિતા કરી-ગાઇ બતાવી તેનો આનંદ આપો છે. હે રસીક જનો કોઈ પણ દીલગીરી કરશો નહિ—૧

જે માયાવાળો હશે, તેમને જરૂર રડવું આવશે, પણ લુચ્ચો-તથા શત્રુ જરૂર (મારા મરણથી) મનમાં ખુશ થશે. હે શોખીન માણસો તમો કોઇ દીલગીરી થશો નહિ—૨

મારો ઉંડો હેતુ- જે મૂર્ખ તથા લુચ્ચો હશે, તે સમજશે નહિ, અને આગ્રહ પૂર્વક (વારંવાર) મારૂં ભુંડું બોલશે-હે શોખીન માણસો તમે કોઇ દીલગીર થશો નહિ—૩

એક તો મને મરણરૂપી દુઃખ છે, અને બીજી ખીજવાટની પીડા છે. આથી એ ક્રોધરૂપી અગ્નિથી જરૂર મારો જીવ બળી જશે-કદાચ હું પણ મરણ પામીશ. અરે, શોખીન માણસો તમે કોઇ દીલગીર થશો નહિ-૪

હું જે દુઃખીઓ હતો, તે (મરણ પાસે છે તેથી) સુખીઓ થયો છું, અને આ સંસારરૂપી લડાઇના મેદાનમાંથી છૂટયો છું એમ હું હવે સમજયો છું. હે શોખીન માણસો તમે કોઇ દીલગીર થશો નહિ—૫

જેમ હું મુઓ છું, તમે તમે પણ જરૂર મરશોજ (દરેકનું મરણ છેજ) અને દુનિઆની અનેક ઉપાધિરૂપ અંધકારથી છૂટા થશો, હે શોખીન માણસો તમે કોઇ દીલગીર થશો નહિ—

હરિની કૃપાથી તથા મારા લખેલાં લખાણ-કવિતા-ચિત્રકાવ્ય-વગેરેના જોરથી મુઓ છતાં જીવતાં જેવો છું-હે શોખીન પુરુષો તમે દીલગીર થશો નહિ-૭

વીર (બહાદુરી) સાચ, શોખીલાપણું, અને નિશ્ચયને વળગી રહેવું એ જે મારા ગુણો છે તેને સૌ કોઇ (દુસ્મન પણ હશે

તે પણ) ખરા દિલથી યાદ કરશે. હે શોખીન પુરુષો તમે કોઇ દીલગીર થશો નહિ—૮

(ફક્ત) મારી જુદાઇરૂપી દુઃખ તે જવાનું નથી (જરૂર જુદાઇ થશે) અને એ દુઃખ મારા મરણથી જશે (દુઃખ ઓછું થશે.) શોખીન માણુસો તમે કોઇ દીલગીર થશો નહિ—૯

પ્રેમીને પણ જરૂર મરણ છે, પણ તે મોડું છે. પ્રેમીને વિષે રડયા કરવાથી તો દુઃખ વધે છે. હે શોખીલા માણુસો તમે કોઇ દીલગીર થશો નહિ,—૧૦

જન્મવું, અને મરવું એવો નિયમ જગતનો તો તમે પણ હિંમતથી મરવા મજબૂત મનનાં થજો. હે શોખીન માણુસો તમે કોઈ દીલગીર થશો નહિ—૧૧

મને ભૂલી જઇ (મારા મરણથી મને ભૂલી જઇ) રામને સમરજો-(મને યાદ કરો તે કરતાં રામને યાદ કરજો) પરમેશ્વરને ભજવાની ટેવથી જરૂર તમો (આ સંસારમાં) સુખી થશો. હે શોખીનો તમે કોઇ દીલગીર થશો નહિ—૧૨

### પાઠ ૪૨ મો.

મઠ=સાધુનું રહેઠાણ; આશ્રમ.
સજ્જન=સારાં માણુસો (સત્=સારા +જન=માણુસ).
પ્રાપ્તિમાં=મેળવવામાં.(પ્ર૦ઉપ=વધારે +આપ્ધાતુ=મેળવવું+તિ પ્રત્યય.)
સાચવણી=સંભાળ.
વ્યય=ખરચ. (વિ=વિશેષ+અયમાં ઇધાતુ=જવુ+અ)
ધિક્=ધિક્કાર; ફિટકાર.
દુઃખમૂળ=દુઃખ લાવનાર જે મૂળ તે, દુઃખનું કારણ
પૈસા મેળવવામાં પણ દુઃખ છે, અને ખર્ચ કરતાં પણ (મનને) દુઃખ થાય છે, આવી રીતે જે દુઃખનું

મૂળ કારણ–પૈસા છે તેને ધિક્કાર છે !!
શઠ=ધૂર્ત; લુચ્ચો.
વિત્ત=પૈસો; દ્રવ્ય; નાણું.
હરણ કરવાનો=લઇ લેવાનો; પડાવી લેવાનો.
દંડવત્=લાકડીની પેઠે લાંબા થઇને (દંડ=લાકડી+વત્=જેમ=જેવા)
પ્રણામ=નમવું તે; નમન (પ્ર૦ ઉપ૦ +નમ્ધાતુ=નમવું+અ)
ત્વરિત=ઉતાવળો.
નિસ્તેજ=ફીકાં; સુખ વગરનાં; ઝાંખા.
સ્વપ્નતુલ્ય=સ્વપ્નના જેવાં; સમણાં જેવાં.સ્વપ્ન=(ઉંઘમાં જે વિચાર આવે છે તે+તુલ્ય=સમાન–જેવાં)
વિરક્ત=વિરાગી; છૂટો.
પૂર્વાવસ્થા=આગલી સ્થિતિ; જુવાની.
પાછલી અવસ્થા=ઘડપણ.
મન મારેછે=મનને લાલચમાં પડતાં અટકાવે છે.
ગાત્ર=અવયવ.
બંધ=સાંધો.
શિથિલ=ઢીલાં; નરમ.
કામના=ઇચ્છા (કમ્ધાતુ=ચહાવુ)
સાધુપુરુષ=સારાં આચરણવાળો માણસ
ધાતુક્ષીણ થયે=શરીરની શકિત જતી રહે ત્યારે.
વાસનાઓ=ઇચ્છાઓ.
એકાગ્ર=સ્થિર.
મુક્તિ=મોક્ષ; છુટકારો.
યાચના=માગણી. (યાચ્ધાતુ=માંગવું)
દીક્ષા=ગુરુ પાસેથી મંત્ર લેવાની ક્રિયા. ગુરુપાસેથી બોધ લેવો તે.
કુબોધથી=નઠારી શિખામણથી (કુ+નઠારો+બોધ=શિખામણ)
જતિ=યતિ; જૈન લોકોના સાધુ.
સંગે=સોબતથી.
સુતો=છોકરાઓ.
વિપ્રો=બ્રાહ્મણ.
કુલો=વંશ; કુટુંબો.
દુઃસંગ=નઠારી સોબતથી.(દુષ્=નઠારા +સંગ=સોબત.)
અનયે=ન ખરચવાથી, ન વાપરવાથી (અન=નહિ+અય=જવું)
કૃષિ=ખેતી; જમીન. (કૃષ્ધાતુ=ખેડવું +ઇ પ્ર૦)

ત્યાગે=છોડી દીધાથી. (ત્યજ્ધાતુ=છોડવું.)
પ્રમાદે=બેદરકારીથી.
સંધ્યાકાળે=સાંજના વખતે. (સંધ્યા=સાંજ+કાળ=વખત.)

સવાલ—દેવશર્મા સાધુ કોણ હતો, ને ક્યાં રહેતો હતો? દેવશર્માની ટેવ શું હતી? દેવશર્માનું ધન પડાવી લેવાનો વિચાર કોણે કેવી રીતે કર્યો? દેવશર્માએ આષાઢભૂતિને શું ઉપદેશ આપ્યો? ને શું ઉપાય બતાવ્યો? દેવશર્માએ આષાઢભૂતિને ક્યાં નહિ આવવાનું કહ્યું? તથા ક્યાં સૂઇ રહેવાનું કહ્યું? રાજા, જતિ, પુત્રો, વંશ, બ્રાહ્મણ, સદાચાર, સ્નેહ સ્ત્રીઓ, ખેતી, તથા ધન એ બધું શાથી નાશ પામે છે? સાધુઓએ કોઇનો સંગ શા માટે નહિ કરવો? શાંત કોને કહેવો? ઘડપણમાં શું શું શાંત થાય છે? ઇચ્છાઓ શાંત ક્યારે થાય?

### પાઠ ૪૩ મો.

ઘાટ ઘડવો=મારી નાખવો.
ઘાટ ઘડવો=આકાર બનાવવો
શસ્ત્રપ્રહાર=હથિઆરથી મારવું તે. (શસ્ત્ર=હથિઆર+પ્રહાર=ઘા)
ઠાર કરવો=મારી નાખવો.
દેવ કાર્ય=દેવનું કામ.
નિશ્ચિંત=ચિંતાવગરનો; નચીંત્તો.
રૂધિર=લોહી.
અડફટમાં=ઠોકરમાં.
ખિન્ન થયો=દિલગીર થયો
નિત્યકર્મ=દરરોજનું કામ. (નહાવું પૂજા કરવી, સંધ્યા વગેરે ધર્મ ક્રિયા કરવી તે)
ચેતના=જાગૃતિ.
પ્રલાપ=દુઃખને લીધે મોટેથીરડવું તે.
અતિથિ=મેમાન. (અ=નહિ+તિથિ=દિવસ)=દિવસ કાંઇ પણ નક્કી કર્યા વગર ઓચિંતો ગમે તે વખતે આવી ચડે તે.
દુરાચારી=નઠારાં આચરણવાળી; ખરાબ.
ઘટતી=યોગ્ય.
નિર્ગમન કર્યું=ગુજાર્યું; કાઢ્યું.
બેબાકળો=ભયથી બીધેલો; ગભરાએલો; વ્યાકુળ.

સવાલ—દેવશર્માએ કાખમાંથી પોટલી કેમ છૂટી મૂકી નહિ? આષાઢભૂતિના મનમાં શું વિચાર વારે વારે થયા કરતો? દેવશર્માને કોણ તેડી ગયો? શા માટે તેડી ગયો? દેવશર્માએ ધનની પોટલી ક્યાં સંતાડી હતી? ધાબળી સંભાળવાનું કોને કોણે કહ્યું? પછી આષાઢભૂતિએ તે ધાબળીનું શું કર્યું? દેવશર્માને શું જેવામાં આનંદ પડયો? બે બકરાંની લડાઇમાં કોણ વચમાં પડયું? શિયાળનું શું થયું? દેવશર્મા નદીએથી નહાઇ પાછો ફર્યો ત્યારે શાથી દિલગીરી થઇ? દેવશર્માને મૂર્છા કેમ આવી? દેવશર્મા કોનો અતિથિ થયો? વણકરની સ્ત્રી કેવી હતી? તે સ્ત્રી ક્યાં ગઇ? દેવશર્માએ શું શું જેવાથી તેની ઇચ્છાઓ નાશ પામી, ને સુખમાં દિવસ કાઢયા?

### પાઠ ૪૪ મો.

સટ્ટો=ગજા ઉપરાંત વેપાર ખેડવો તે; મોટા ફાયદાની લાલચે વાયદાથી જે માલ લેવો વેચવો તે.

સંપત્તિમાન=ધનાઢય; પૈસાદાર (સંપત્તિ=દોલત; પૈસા+માન પ્રત્યય=વાળો)

વ્યાવહારિક બુદ્ધિ=સંસાર વહેવારમાં જે બુદ્ધિ વાપરવી પડે છે તે.

છેક જ=તદ્દન; બિલકુલ.

મનોદશા=મનની હાલત (મન+દશા)

મોજૂદ=હાજર; તૈયાર.

ઇજારો=પરવાનગી; રજા; અધિકાર

પ્રજાકીય=લોકોના સંબંધનું; પ્રજાનુ. (પ્રજા+કીય પ્રત્યય=નો, ની. નું જેવો સંબંધ બતાવે છે) એવા બીજા શબ્દ:

રાજકીય=રાજનું; વૈદકીય=વૈદકને લગતું; પરકીય=પારકું; સ્વકીય=પોતાનું

પાર્લમેન્ટ=ઇંગ્લાંડમાં રાજાને રાજ-કારભારમાં મદદ કરનારું મંડળ; પાર્લ=વાત કરવી.

શરાફી પેઢી=બેંક; નાણાં ધીરનારી તથા વ્યાજે લેનારી મંડળી.

કલ્પના=તર્ક; વિચાર. (કલ્પ્ ધાતુ=કલ્પવું)

વ્યવસ્થાપક=મંડળીના કામની ગોઠવણ કરનાર.
કંપનિ=ઘણા માણસોનું ભેગું થએલું મંડળ.
ઢંઢેરો=જાહેર ખબર.
તરાપ=કૂદકો; છલંગ.
તરાપ મારવામાં આવે છે=ઝડપ લઇ લેવામાં આવે છે.
ઘટિત=ઘટતી; યોગ્ય; લાયક.
મુકર્દમો=કેસ; ફરિઆદ.
ગાંઠી લીધો=મેળવી લીધો.
જમાવટ=જમાવ; ભીડ.
કારકૂન=લખવાનું કામ કરનાર; કલાર્ક; મહેતો.
અસ્તિત્વ=હયાતિ; હોવાપણું; કાયમ
ઉદ્દેશ=હેતુ; મતલબ
ગેરલાભ=નુકસાન(ગેર=નહિ+લાભ=ફાયદો)
ખરાબો=દરિઆમાં જે ઉંચો ટેકરો હોય છે તે.
અપ્રકટિત=ખુલ્લું ન કીધેલું એવું; બધાને ખબર નહિ તેવું.
(અ=નહિ+પ્રકટ=જાહેર+ઇત=વાળુ
જાહેરાત=જાહેર ખબર.
અદૃશ્ય=દેખાય નહિ તેવું (અ=નહિ+દશ્ધાતુ=જોવું+ય)
લોભીઆના ગામમાં ધૂતારા ભૂખે ન મરે=જ્યાં લોભી લોકો છે ત્યાં ધૂતારા-લુચ્ચા લોકોને વગર મહેનતે પૈસા મળે છે, અને પૈસા વિના ભૂખે મરવાનો વારો આવતો નથી.

**સવાલ**—ઇ. સ. ૧૭૧૧માં કઇ મંડળી ઇંગ્લાંડમાં ઉભી થઇ, તેનો હેતુ શું હતો? એવોજ હેતુ પાર પાડવા માટે બીજી ગામણી કોણે કરી? એ બધી કંપનીઓને કયા ભાગ સાથે વેપાર કરવાનો ઇજારો જોઇતો હતો? શેરનો ભાવ પ્રથમ કેટલો હતો? પાછળથી વધી કેટલો થયો હતો? એવી બીજી કંપનીમાં મુખ્ય રાજકુળના માણસ કોણ હતા? સટ્ટાના બજાર આગળ કેવી ધમાલ થતી હતી? કંપની

ઓએ ક્યાં ક્યાં કામ કરવાનાં હતાં? કંપનીનો ઉદ્દેશ પ્રથમ જણાવવો પડે કે પછીથી? એવી કઇ કંપની હતી કે કંપની ઉભી કરનાર સખસો જાતેજ બધું એકઠું થઇ ગયલું નાણું લઇ ગયા? તેનો ઉદ્દેશ પ્રગટ થએલો હતો કે નહિ? પ્રથમ ઉદ્દેશ બહાર પાડેલો ન હોય તેવી કંપનીમાં નાણું ભરવાથી શું જોખમ રહેલું છે?

## પાઠ ૪૫

ચપોચપ=ફુતાવળે; એકદમ.
પરપોટીઆ કંપની=પરપોટાની માફક જલદી તૂટી પડે તેવી કંપની.
અણુવિશ્વાસ=ખોટો ભરોસો; અણુભરોસો. (અણુ=નહિ+વિશ્વાસ=ભરોસો)
દરિદ્રતાએ ડોકીઆં કરવા માંડયાં=પૈસાનો નાશ થવા માંડયો; પૈસા જતા રહેવા લાગ્યા.
આપત્તિ=મોટું દુઃખ
સભ્યો=સભાસદો.
લંચ=સામા માણુસ પાસેથી કામ કાઢી લેવા માટે જે પૈસા લેવા તે.
આઘાત=ઊંડી અસર.
નિર્દોષ=ગુના વિનાના; બીનગુનેગાર (નિર્=નહિ+દોષ=વાંક.)
તુરંગીધંધા=એકદમ પૈસાદાર થવા માટે વગર વિચારે કરેલા ધંધા.
શેર=અમુક રકમનો નોટ જેવો કાગળ; મોટી રકમ પેદા કરવાને તેટલી રકમમાંથી પાંચ, દશ, સો, અથવા હજાર એવા ભાગ પાડી નાણું એકઠું કરવું તે.
કોડીઆરું=પાણીના વાસણને તળીએ મૂકવાનું કાદવનું વાસણ.
લક્ષ્મીલતા=પૈસારૂપી વેલો.
ચીથરાં નીવડ્યાં=નકામાં થયાં.
હૃદયને ઉચ્ચ શિખરે પહોંચ્યું=ઘણી ચઢતી થઇ.
ઓચ્છવ=(ઉત્સવ ઉપરથી) આનંદનો દિવસ.
અલકાપુરી=કુબેર ભંડારી નામના દેવનું શહેર; દેવનગરી.
ઝળઝળવા લાગી=શોભવા લાગી.

બેંકોને બારણે તાળાં દેવાયાં=બેંકો પડી ભાંગી; બીજાના કબજામાં ગઇ.
ઇસ્ટેટો=મકાનો, વાડી, બંગલા વગેરે
વાર્યા=અટકાવ્યા (વૃધાતુ=વારવું)
લાજૂં=લજવાઉં; શરમાઉં.
ત્રૂઠયો=ગુસ્સે થયો.
અનગંલમેહ=પુષ્કળ વરસાદ.
કહેર=રોળ; ત્રાસ; જૂલમ.
જખમાયા=દુ:ખીથયા; જખમીથયા.
તવારિખ=નોંધ રાખવાની યાદી. ઇતિહાસ.

હાથો પીટાએ છે=છાતી કુટાય છે.
દાટવાળ્યો=મોટું નુકસાન કર્યું; દુ:ખી બનાવ્યા.
ઝાઝા=ઘણા; વધારે.
નાદાર=દેવાળીઆ.
હાંજા=હિંમત.
ઉતરતાં નીર થયાં=પડતી સ્થિતિ આવી.
ઘેરો ઘાલ્યો વાદળે=સટ્ટારૂપી વેપારે સૌને નુકસાન કરી દેવાદાર બનાવ્યા.

સવાલ—દક્ષિણ સમુદ્રમાં વેપાર કરનારી કંપનીના માણસોએ કોને અરજી કરી? શા કારણથી અરજી કરી? કંપની ઉપર વિશ્વાસ ન આવે તો લોકો શું કરે છે? કઇ કઇ કંપનીઓ ભાંગી પડી? દક્ષિણ સમુદ્રમાં વેપાર કરવાનો ઇજારો મેળવવામાં કોણે કોણે તે કામમાં મદદ કરી હતી? કેવી રીતે મદદ કરી? પાછળથી લાંચ લેનારા લોકો ઉપર ક્યાં કામ ચાલ્યું? તેમાં કયું કયું નુકસાન કોને કોને થયું? સટ્ટાનો પવન એવીજ રીતે મુંબઇમાં કયારે ફેલાયો હતો? શાનો સટ્ટો હતો? એ સટ્ટામાં નાણાં રોકવા લોકોએ કેવાં કેવાં કામો કર્યાં? ભરાયલા રૂપીઆ સાચવવા-વહીવટ કરવા શું શું નીકળ્યું? એ સટ્ટામાં લોકોને નફો મળ્યો નહિ? રૂનો ભાવ કયારે નરમ પડયો? રૂના સટ્ટામાં ભાવ એકદમ ઉતરવાથી શું નુકસાન થયું? તેનું વર્ણન કોણે લખ્યું છે? સટ્ટો એ સારો ગુણ છે કે નઠારો ગુણ છે? સટ્ટામાં પરિણામે શું થાય છે?

**સમજુતી**—ઇ. સ, ૧૮૬૩માં રૂમાં, ઘણી કમાણી થઇ અને પુષ્કળ ધન મળ્યું, તથા ઘણા લોકો પૈસાથી ઘણા અહંકારી થયા.

પછી દરેકને લોભ (પૈસાનો) થયો અને મનમાં આવે તેવા વેપાર કરવા માંડયા. અને શેર લેવાને માટે નાણાં કાઢયાં (તે કંપની માં ભાગીદાર બન્યા).

કોઇએ જમીન વેચાતી લીધી! કોઇએ નવી મિલ્કતો કરી. તથા એટલાથી નહિ થાકયા એટલે જુગાર રમી નાણું મેળવવા વિચાર કર્યો ને તે નાણાંના શેર લીધા.

આમ શેરની ઘણી ઉથલપાથલથી કંપનીએ શેરના ભાવ વધાર્યા, અને તે એટલો બધો વધ્યો કે તેનો હિસાબ રહ્યો નહિ. તે છતાં લોકો શેર લેવામાં, કોઇના અટકાવ્યા અટકયા નહિ.

જુદી જુદી ઘણી બેંકો કાઢી ને કેટલાક તેમાં મેટા (નાણાં પર દેખરેખ રાખનાર) અમલદાર થયા બજારમાં એટલી બધી શેર લેનારની ભીડ થતી કે જાણે જુગારી લોકોનાં ટોળાં હોય તેમ. આમ જુગારી કહેતા કવિ નર્મદ કહે છે કે હુ શરમાઉં છું (કારણકે જેમ જુગારી એક વખત રમતાં હારી જાય, બીજી વાર હરે તો પણ રમવાનું છોડતો નથી, અને ઉલટો બમણો હારતો જાય છે, તેમ, રૂના સટ્ટામાં એક બે વરસ ખોટ જાય છતાં તેનો વેપાર કર્યો જાય છે આથી જુગારી અને સટ્ટો કરનાર બને સરખા છે.)

ઇ. સ ૧૮૬૪માં મુંબઇના ચઢતી સ્થિતિ થઇ. એવી ચઢતીમાં ભરતખંડનું એકપણ શહેર મુંબાઇની બરોબરી કરે તેમ નહોતું

મુંબઇમાં ધનની ઉથલપાથલ એવી થઇ કે જાણે વરસાદ પુષ્કળ વરસે તેમ ધનના ઢગલા લોકોને ત્યાં થયા. (પુષ્કળ કમાયા) અને દેવલોકના કુબેરના શહેર જેવું પુષ્કળ પૈસાદાર શહેર મુંબાઇ બન્યું.

અમેરિકામાં જ્યારે લડાઇ બંધ પડી ત્યારે રૂનો ભાવ એકદમ ઉતરી ગયો, આથી સઘળા શેઠો ગભરાવા લાગ્યા.

રૂનો ભાવ ઓછો થયો, એટલે શેરનો ભાવ પણ એકદમ કમી થઇ ગયો. (રૂા. ૧૦૦ના શેરના ૧૦ રૂા. કરતાં ઓછા રૂપીઆ મળે તેવો ભાવ બન્યો); અને જાણે જૂલમ થયો હોય તેમ બધા માણસો દુઃખી થયા. (શેરમાં પૈસા જે રોકેલા તે કરતાં ઓછા મળે તેથી દુઃખી થયા.)

માણસો ઘણા શેરો લઇ લોભમાં પડશે, અને પાછળથી શું નુકસાન કે લાભ થશે તેનો વિચાર કોઇએ કર્યો નહિ તેથી હવે ગભરામણ થાય છે.

ભાવો એકદમ નીચે ઉતરી પડયા, હજારો કરોડો શેરો ઓછા ભાવે વેચાવાના એ દુઃખ કેમ કરી વેઠી શકાશે, કારણ કે લાખો રૂપીઆનાં સાટાં થયાં છે.

અરે આ, સ્વપ્નના વિચાર જેવું શું થઇ ગયું ! મૃગજળ જેમ ખરૂં પાણી નથી તેથી મૃગ જેમ તે પાણી જોઇ છેતરાય છે તેમ લોભી માણસો પણ આ સટ્ટામાં ઘણો પૈસો મળશે જાણી સઘળા મુઆ જેવા થયા.

ઇ. સ. ૧૮૬૫ને ૬૬નો સન ઇતિહાસ–અથવા નોંધપોથીમાં નોંધાયો (એ સન યાદ રાખવા જેવો બન્યો) કારણકે એ સાલમાં હરેક ઘેરઘેર જાણે મરણ થયું હોય તેમ છાતી કુટાણી (સઘળા લોકોને સટ્ટાથી મોત વગર રોવું પડયું હતું.)

ભરતી આવેલી હોય તે તો ઉતરી જાય છે. પણ આ સટ્ટા રૂપી ભરતી ફરી નહિ–ઉતરી નહિ (મોકો વિશેષ સટ્ટો કરવામાં ભાગીદાર

થયા) હવે સટ્ટાના દુઃખરૂપ વાદળે, સટ્ટો કરનારને ઘેરી લીધા, તેથી રોવાનો વખત આવ્યો છે.

શેરે હજારો માણુસોને નુકસાન કર્યું, તથા ઘણા માણુસો દેવાળું કાઢનારા થયાં આથી (દેવાળીઆ વધવાથી) સટ્ટારૂપી વેપાર બંધ પડયો, અને બધાનું જોર રમી થયું. (બધા સટ્ટો કરતાં અટકી પડયા.)

## પાઠ ૪૬

બંદિખાને=કેદખાનામાં (બંદી=કેદી +ખાનું=ઠેકાણું)

મરતું=મૃત્યુ; મરણ.

વેરી=દુશ્મન.

સત્સંગ=સારી સોબત. (સત્=સારી +સંગ=સોબત.)

દુઃખોદધિમાંઇ=દુઃખ રૂપી દરિઆ માંહે. (દુઃખ+ઉદધિ=સમુદ્ર, દરિઓ +માંઇ=માંહે; વચ્ચે.)

કચવાઇ જવું=હિંમત હારી જવું.

સહીએ=સહન કરીએ; વેઠીએ.

**સમજુતી**—એક મૂર્ખ બીકણને વહાણમાં બેસાડયો, ત્યારે તે સમજ્યો કે હું કેદખાનામાં પડયો છું (૧)

તેને ફેર (ચકરી) ચઢયો, અને સર્વ ફરતું જણાયું. એ જોઇ તેણે વિચાર્યું કે હવે મરણ પાસે આવ્યું છે. (૨)

તે નશીબવિનાનો, ગભરાઇ ગયો, અને જેમ જેમ દરીઆનો પવન લાગ્યો તેમ તેમ ખારવાને પણ પોતાના દુશ્મન જેવા ગણવા લાગ્યો. (૩)

વહાણના ડોલ-સઢ ચઢાવવાના થાંભલીપર ચડીને જોયું તો તેને બધું દુઃખ દેનારૂં જણાયું તેથી ઠેકડો-(કૂદકો) મારી છેક પાણીમાં પડયો. (૪)

કવિ કહે છે કે ભાઇ, તે પાણીમાં પડયો-(અને મરી ગયો) એમાં વાંક કોનો કહીએ (કહેવાય) જેમ તે મૂર્ખને દરિઓ તરવો પડે છે તેમ આપણે બધાને સંસારરૂપી દરિઓ તરવાનો મળ્યો છે તો તેને

સારા માણસોની સંગતથી તરી જવો જોઇએ. (આ સંસાર) સમુદ્ર જેવો છે. તેમાં મૂર્ખ માણસ સત્સંગનો સારો લાભ મેળવતો નથી ને ભવસાગરમાં ગોથાં ખાય છે.) (૫)

સુખ તજીને દુઃખરૂપી દરીઆમાં તે મૂખ પડ્યો. એવી રીતે આપણે હિંમત હારી ન જવી. (૬)

જો આપણે બધા શરીરરૂપી વહાણને પડતું સુખ કે દુઃખ, વેઠીએ, તો નિષ્કુલાનંદ કહે છે કે જરૂર આ સંસારરૂપી દરીઓ પાર ઉતરી શકીએ. (આ સંસારમાં આવી આપણે સારા માણસની સોબત કરવી. જેથી આપણને પરમેશ્વરનું ભાન થશે; અને પરમેશ્વરનું ભજન કરવાથી આપણે આ દરીઆમાંથી ઉતરી જઇશું-મોક્ષ-મળશે.) (૭)

પાઠ ૪૭

આખ્યાન=વાર્તા; હકીકત; વર્ણન (આ+ખ્યા ધાતુ=જાણવું+અન)

દાનવ=રાક્ષસ. દિતિ સ્ત્રીથી થએલા પુત્રો; દાનવ.

ઐશ્વર્ય=ઇશ્વરપણું;શ્રેષ્ઠ અધિકારપણું (ઇશ્ ધાતુ=અમલ કરવો, અધિકાર ભોગવવો) (ઇશ્વર+ય)

પુરોહિત=ગોર.

બૃહસ્પતિ=(બૃહત્=મોટા+પતિ=ધણી) દેવ લોકોના ગુરુ.

શુક્રાચાર્ય=દૈત્યના ગુરુ.

સ્પર્ધા=હરિફાઇ; ચડસાચડસી.

સંજીવિની=મરેલાંને જીવતા બનાવનારી (સં=સારી રીતે+જીવ્ ધાતુ=જીવવું+इन्+इ)

પ્રભાવ=શક્તિ; બળ; જોર.

જ્યેષ્ઠ=સૌથી મોટા. (ગુજરાતીમાં જેઠ શબ્દ છે)

કચ=બૃહસ્પતિગુરુનો મોટો પુત્ર.

અતિપ્રિય=ઘણી વહાલી.

પ્રતિસ્પર્ધી=સામાવાળો; દુશ્મન.

અનુગ્રહ=સ્વીકાર.

સંપાદન કરી=મેળવી.

આસક્ત=પ્રેમવાળું; પ્રેમાળ.

વિધિ=ક્રિયા; રીત.

પૂજ્ય=પૂજવા લાયક (પૂજ ધાતુ=પૂજવું+ય=યોગ્ય)

વદે=બોલે.
ખરે=ખરેખર.
અવજ્ઞા=અવગણના; તિરસ્કાર.
અનુરક્ત=આસક્ત(અનુ=પાછળ +રંજ્ધાતુ=રાજી થવું+ત)
પ્રાણિગ્રહણ કરશે=હાથ પકડશે; પરણશે. (પાણિ=હાથ+ગ્રહ્ધાતુ=પકડવું+અન)
શાપ=બદદુવા (શપ્ ધાતુ=ભુંડું ઇચ્છવું)
જલક્રીડા=પાણીમાં રમત રમવી તે. (જલ=પાણી+ક્રીડા=રમત)
યુક્ત=યોગ્ય.
યાચનાર=માગનાર. (યચ્ ધાતુ=માગણી કરવી.)
સ્તુતિ=વખાણ
પ્રતિગ્રહ=સ્વીકાર.
સંગમ=મેળાપ.

**સવાલ**—દૈત્ય મરી જતા ત્યારે તેને કોણ જીવતા કરતુ ? શાથી જીવતા થતા ? દેવ તથા દૈત્ય બન્નેના ગુરુ કોણ ? કચ કોનો પુત્ર હતો ? કોનો શિષ્ય તે બન્યો ? કચ ઉપર કોની પ્રીતિ થઇ ? કચે દેવયાનીને શું જવાબ આપ્યો ? દેવયાની કોની પુત્રી હતી ? દેવયાનીને કચે શું કહ્યું ? શુક્રાચાર્ય કયા રાક્ષસ રાજાના નગરમાં રહેતા હતા ? દેવયાની નગર બહાર કોની સાથે શું કરવા ગઇ ? દેવયાનીને કોની સાથે લડાઇ થઇ ? શા કારણથી લડાઇ થઇ ? યયાતિ રાજાએ કોને કુવામાંથી કાઢી ? યયાતિ કઇ જાતિના હતા ? દેવયાનીએ યયાતિ સાથે લગ્ન કરવાની ઇચ્છા કેમ બતાવી ? શર્મિષ્ઠા કોની પુત્રી હતી ? તેણે કોને કૂવામાં નાખી દીધી ? શર્મિષ્ઠાએ શું મ્હેણું માર્યું હતું ? યયાતિ રાજાએ દેવયાની સાથે પરણવાની ઇચ્છા બતાવી કે નહિ ? શિખામણ રૂપે શું કહ્યું ?

## પાઠ ૪૮.

ધાત્રી=ધાવ, સંતાનનું રક્ષણ કરનારી તથા ધવડાવનારી બીજી સ્ત્રી.
વૃત્તાંત=બનેલો બનાવ.

વા=અથવા; અગર
ફળ=પરિણામ.
મહેણું=સામેનાને દુઃખ થાય-ખોટું લાગે એવું નઠારૂં વેણ.
વીનવી=વિનંતિ કરી; સમજાવી.
ભાર્ગવ=ભૃગુઋષિના કુળના. (ભૃગુ + अ) (મૃદુ+अ=માર્દવ, પાંડુ+ अ=પાંડવ, કુરુ+अ=કૌરવ=કુરુ રાજાના નામ ઉપરથી વંશનું નામ કૌરવ પડ્યું છે.
પ્રણિપાત=સલામ; સાષ્ટાંગ.
બાંધવ=સગાંવહાલાં; કુટુંબી (બંધુ +अ)
વરેલો=પસંદ કરેલો; ઇચ્છેલો.
અન્યથા=બીજા પ્રકારે (અન્ય+થા પ્રત્યય=પ્રકાર બતાવે છે,)(સર્વથા યથા, તથા વગેરે બીજા શબ્દો એવા છે.)
અશોકવાટિકા=અશોક વાડી. સુખ આપનાર વાડી; બાગ (અશોક =(अ+શોક),+વાટિકા=વાડી.)
દુરાગ્રહ=ઘણાજ કાલાવાલા; મમત (દુર્=વધારે;+આગ્રહ)
અધર્મ=અન્યાય (અ=નહિ+ધર્મ= ન્યાય. નીતિ)
ઠ.રા ધડપણ
અનુગ્રહ કર્યો=મહેરબાની કરી.

સવાલ—દેવયાનીએ શહેરમાં આવવાની કેમ ના પાડી? ક્યાં બેઠી હતી? દેવયાનીએ પોતાનો વૃત્તાંત કોને, ક્યાં આગળ સમજાવ્યો? શુક્રાચાર્યે કોની શોધ કરી? શા માટે? દેવયાનીને એના પિતાએ શું કહ્યું? શુક્રાચાર્યે રાક્ષસ રાજા વૃષપર્વાને શું કહ્યું? તેના જવાબમાં વૃષપર્વાએ શું કહ્યું? દેવયાનીએ વૃષપર્વા રાજાને શું કહ્યું? શર્મિષ્ઠા કોની દાસી બની? શા માટે દાસી બનવાનું કબૂલ કર્યું? યયાતિ રાજા કોનો પુત્ર હતો? યયાતિ રાજા પાસે કોને ક્યાં મળ્યો? દેવયાનીએ પિતાને પોતાને પરણવા માટે શું કહ્યું? શુક્રાચાર્યે છોકરીને શું જવાબ આપ્યો? તથા યયાતિ રાજાને શું કહ્યું? શુક્રાચાર્યે કોના

લગ્ન કોની સાથે કર્યાં ? શર્મિષ્ઠાને રાજા યયાતિએ ક્યાં રાખી ? દેવયાનીથી, તથા શર્મિષ્ઠા એ બે સ્ત્રીથી, રાજા યયાતિને કેટલા પુત્ર થયા ? દરેક સ્ત્રીના પુત્રો કહો. શર્મિષ્ઠા સાથે સંગમ કોને થયો ? ક્યા કારણથી પત્ની તરીકે રાજાએ શર્મિષ્ઠાને સ્વીકારી ? શુક્રાચાર્યે યયાતિ રાજાને શું શાપ આપ્યો ? કોના કહેવાથી શાપ મળ્યો ? એ શાપની મતલબ શું હતી ?

## પાઠ ૪૯.

અભિલાપ=ઇચ્છા.

જરા=ઘડપણ.

ગાત્ર=અવયવ; શરીરના જુદા ભાગ.

અનાદર=તિરસ્કાર; અવગણના; (અન=નહિ+આદર =માન)

વ્યાપ્ત થઇ છે=મળી છે. (વ્યાપ્ ધાતુ=ફેલાવું+ત )

મનોરથ=મનની ઇચ્છાઓ.

ઉપભોગ=ભોગવટો.

પ્રસન્ન=રાજી; ખૂશી.

વત્સ=હે બાળક (ગુરુ અથવા પિતા પોતાનાથી નાનાં બાળકને વત્સ કહી બોલાવે છે.)

તૃષ્ણા=ઇચ્છા.

પરિત્યાગ=હંમેશને માટે છોડવું તે (પરિ=આસપાસ+ત્યાગ=છોડી દેવું ત્યજ્ ધાતુ=છોડવું.)

તૃપ્તિ=સંતોષ (તૃપ્ ધાતુ+તિ.)

પ્રાણઘાતક=જીવ લેનાર. (પ્રાણ=જીવ+ઘાતક=ઘા કરનાર; મારનાર )

રાજ્યાભિષેક=રાજ્ય આપવાની ક્રિયા કરવી તે. ગાદી પર બેસાડવો તે. (રાજ્ય+અભિષેક=સોંપવું.)

પ્રતિકૂળ=વીપરીત; ઉલટું પડે તેવું.

ઉલ્લંઘન=માનવું નહિ તે.

ગુણસંપન્ન=ગુણી; સારા ગુણવાળો. (ગુણ+સંપન્ન.)

દોષયુક્ત=દોષવાળો; પાપી; (દોષ=પાપ+યુક્ત=જોડાએલો. યુજ્ ધાતુ =જોડવું+ત)

પરિપૂર્ણ=પુરેપુરી રીતે; સંપૂર્ણ; બરાબર. (પરિ+પૂર્ણ=પુરં.)

આચરે છે=કરે છે; માને છે; વર્તે છે.

અનુસરશે=ચાલશે; માનશે; પાળશે. (અનુ=પાછળ+સૃ ધાતુ=સરવું; જવું)
પ્રભુચિંતન=પ્રભુનું સ્મરણ કરવું તે. (પ્રભુ=પરમેશ્વર+ચિંતન=યાદ કરવું ચિંત્ ધાતુ+અન.)
સમાપ્ત=પુરૂં (સમ્+આપ ધાતુ =પુરૂં કરવું; બંધ કરવું+ત.)
સંતુષ્ઠ=રાજી; ખૂશી. (સં=સારી રીતે તુષ્ ધાતુ=ખૂશ થવું)

**સવાલ**—યયાતિરાજાને ઘડપણ શાથી આવ્યું? જરા મટાડવાને માટે રાજાએ પોતાના પુત્રોને શું કહ્યું? કેટલા પુત્રોએ રાજાનો હુકમ નહિ માન્યો? નહિ માનનાર પુત્રને રાજાએ શું શાપ આપ્યો? ઘડપણની અવસ્થામાં શરીર, અવયવ, તથા કાન વગેરે કેવાં બને છે? રાજાનું વચન કયા પુત્રે પાળ્યું? ઘડપણ કોને મળ્યું? જુવાની કોને મળી? લાંબો વખત જુવાનીનો આનંદ ભોગવ્યા પછી રાજાને શું માલમ પડયું? કામનો ભોગ ભોગવ્યાથી કામઇચ્છા શાંત થાય છે કે નહિ? માણસની ઇચ્છા શાંત ક્યારે થાય છે? તૃષ્ણા જુની બને છે કે માણસનું વય જુનું થાય છે? તૃષ્ણા કોના જેવી છે? છેવટે રાજાએ પોતાની જુવાની કોને આપી? બાકીનું આયુષ્ય શામાં ગાળ્યું? રાજાએ સૌથી નાના પુત્રને રાજ્યગાદી કેમ સોંપી? ખરો પુત્ર કોને કહેવો? ઉંમરે જે મોટો હોય તે જ્યેષ્ઠ પુત્ર કહેવાય? રાજા કોની સાથે વનમાં છેલ્લે ગયા હતા? શુક્રાચાર્યના ક્યા વરદાન પ્રમાણે પુરુનામના પુત્રને ગાદી મળી?

## પાઠ ૫૦

રાવણ=લંકા નગરીનો રાજા. એ બધા દેવોને વશ રાખતો. સીતાનું હરણ કરવાથી રામે એને માર્યો. રાવણની સ્ત્રી મંદોદરી હતી. તે સતીમાં ગણાય છે. રાવણને હરાવી-મારી રામે વિભિષણને રાજગાદી આપી હતી.

અંગદ=વાલિ નામના વાનરનો પુત્ર. જે રાવણને સલાહ કરવાનું અને લડાઇ નહિ કરવાનું કહેવા આવ્યો હતો. એ વાનર સૈન્યના ઉપરિ હતો. તેમ રાજા હતો.

સંવાદ=સામસામા કોઇ બાબતપર બોલવું તે. (સં=સારી રીતે+વાદ=બોલવું)

વાગી=એ નામનો વાનર સૈન્યનો ઉપરિ હતો. તેણે રામચંદ્રજીને લંકા જીતવામાં મદદ કરી હતી.

ક્રોડ=કરોડ; ઘણા.

ચરણ=પગ.

ચાંપે છે=દાબે છે; સેવા કરે છે.

સુગ્રીવ=વાનર સૈન્યનો ઉપરિ રાજા હતો એણે રામચંદ્રજીને સીતાની શોધ કરવામાં તથા રામની સાથે ભાગી રાવણને હરાવવામાં મદદ કરી હતી.

કૃત્ય=કામ.

કાંપે છે=ધ્રૂજે છે; હાલે છે.

ઇંદ્રઆદિ=ઇંદ્ર વગેરે દેવતાઓ.

સુર=દેવ લોકો.

શુણ્યો=સાંભળ્યો. (શ્રુ ધાતુ=સંભળાવું)

રિદ્ધિપતિ=રાણીજ દોલત ને વૈભવવાળો પુરુષ (રિદ્ધિ=દોલત+પતિ=ધણી)

દિગ્પાળ=દિશાનું રક્ષણ કરનાર દેવો. (દિગ્=દિશા+પાલ્ ધાતુ=પાળવું) દિશાના દશ દેવો છે તેનાં નામ નીચે મુજબઃ-

પૂર્વ-ઇંદ્ર;પશ્ચિમ-વરુણ;દક્ષિણ-યમ; ઉત્તર-કુબેર; અગ્નિ કોણ-અગ્નિ; નૈઋત્ય કોણ-નિઋતિ; વાયવ્ય કોણ-વાયુ; ઇશાન કોણ-ઇશાન (શિવ),ઉર્ધ્વ-બ્રહ્મા; પાતાલ-અનંત શેષનાગ.

સળકાવું=કબજે કરું; તાબામાં રાખું; ધ્રુજાવું.

અલ્પબુદ્ધિ=થોડી બુદ્ધિવાળો. (અલ્પ=થોડી, જરા+બુદ્ધિ=ભાન)

ચૈતન=ચેતન વસ્તુ તે; જીવ.

ઠાકર=ઠાકોર; રજપૂતની એક જાત છે

મહિમા=મોટાઇ.

મેરુ=એ નામનો પર્વત સાત ખંડની મધ્ય છે.

| | |
|---|---|
| મંદમતિ=મતિ જેની જતી રહી છે એવા; મૂર્ખ. (બુદ્ધિ વગરના મૂર્ખ) | અવાસમાં=રહેઠાણ; ઘર |
| જ્ઞાનહીન=જ્ઞાન વગરનો; અજ્ઞાની. | રેતી=રહેતી. |
| ગંડમતિ=ઘણોજ મૂર્ખ. | ભૂજા=હાથ (ભૂજ=હાથ+આ પ્રત્યય) |
| પાપ પાશમાં=પાપરૂપી જાળમાં. | હાસમાં=હૈયામાં; મનમાં. |
| કાસદ (દૂત) ખબર લઇ જનાર લાવનાર; એપીઓ. | બલમણે=બથાઇમાં. |
| નૈને=નહિ તો. | ભાખું=બોલું; (ભ ધૂંઢાતુ=બોલવું) |
| વાસુ=વસવું; રાખું (વસ્ધાતુ= વસવું; રહેવું) | ભાખ=વાણી; બોલી. |
| | શાખ=સાક્ષી. |
| | ઇંદ્રજિત=ઇંદ્રને જેણે જીત્યો છે એવો; રાવણનો પુત્ર. |

**સમજુતી**—રાવણ, અંગદને કહે છે કે હે રાજા અંગદ, વાલી રાજા સરખા કરોડો રાજાઓ મારા પગ દાબી મારી સેવા કરે છે. તથા સુગ્રીવ રાજા જેવા લાખો રાજાઓ આ મારૂં કામ જોઇ મારાથી ધ્રૂજે છે. વળી ઇંદ્ર, કુબેર. યમ વગેરે દેવલોકો સાથે ઇન્દ્રરાજા પણ મને આવી નમે છે, તેમ બધા રાજા મને પગે લાગે છે તેં સઘળી દોલતનો રાજા, એવા રાવણરાજાનુ નામ કોઇ વખત સાંભળ્યું નથી. હું દશ દિશાના રાજા-(ઇંદ્ર અગ્નિ. વરુણ. યમ, શિવ, બ્રહ્મા, વાયુ. નૈઋતિ, કુબેર, શેષનાગ) એ બધાને મારી સેવા કરવા રાખું છું તથા શેષનાગનું રહેઠાણ-જે પાતાળ છે તે જગ્યાના (પાતાળના નાગ) લોકોને પણ મારી સેવામાં રાખું છું તો તું થોડી બુદ્ધિવાળો કાંઇ સમજતો નથી, તેથીજ રામનેજ વખાણી રહ્યો છે. (૧)

જે ગરીબીમાં ઉછર્યો છે તે રત્નને કેવી રીતે ઓળખે ? તારો જીવ અથવા તું તો દુકન ચાકર જેવો છે. જે ગરીબના ઘેર પેટ ભરી

મોટો થાય છે, તે મોટા ઠાકોર જેવા રાજા-ખંડીઆ રાજા અથવા તાબેદાર રાજાના-ભપકા, વગેરેને કેવી રીતે જાણે? જે પર્વતની મોટાઇ જાણતો નથી તેજ નાના કાંકરાના-વખાણ કરે છે. હે અંગદ ખાખરના ઝાડમાં રહેનારી (વનમાં રહેનારી) ખીસકોલી તે સાકરની મિઠાશનો સ્વાદ, જોયા-જાણ્યા વિના શું સમજે? (એવોજ તું સમજણ વગરનો અને મારો ઠાઠ-શોભા-દોલત, કીર્તિ વગેરે નહિ જાણનારો છે). (૨)

આ સાંભળી અંગદ કહે છે કે હે બુદ્ધિ વગરના, તથા જ્ઞાન વગરના અને ઘણાજ મૂર્ખ બનેલા રાજા (રાવણ) તું પાપરૂપી જાળમાં પડયો છે, તથા સતી સીતાને તેં લાવી શાપ લીધો છે. હે રાવણ, મને ફક્ત ખબર લઇને મોકલ્યો છે. કાંઇ કરવાનો હુકમ રામે આપ્યો નથી. (આથી કાંઈ થઇ શકે એમ નથી) નહિ તો તારા રહેઠાણમાં તથા દરેક ઠેકાણે મારૂં વાનર સૈન્ય વસાવું, (અને તને કેદ કરૂં.) મારા મનમાં બીજ રહેતી નથી. નહિ તો તારૂં શીશ (માથું) પણ ભાંગી નાખું (અથવા તને મારી નાખું.) અને તારા વીસ હાથ પણ તોડી નાખું. હજી હું મનમાં તારા તરફ હેત રાખું છું, શાસ્ત્રની સાક્ષી આપું છું કે ઇન્દ્રજિત-(તારા પુત્ર) જેવા બળવાન લાખો રાજાને હું આકાશમાં ( અદ્દર ) ઉડાડું એટલી શકિત મારામાં તથા મારા રામમાં છે. (૩)

### પાઠ ૫૧.

શક્તિમાન=જોરાવર. (શક્તિ=જોર +માન=વાળા.)

દૃઢ=મજબુત.

દુરૂપયોગ=નઠારો ઉપયોગ; (દુર=નઠારો+ઉપયોગ)

વહોર્યો=લીધો.

અવનતિ=પડતી. (અવ=નીચું+નતિ =નમ્ ધાતુ-નમવું+તિ)

દુર્નીતિ=નઠારી રીત. (દુર=નઠારી

નીતિ=નિયમ પ્રમાણે)
ધર્મચુસ્ત=ધર્મને વળગી રહેનાર; ધર્મ પ્રમાણેજ વર્તનાર
પ્રચાર=ફેલાવો.
રજેરગ=નસેનસ.
ઝનુની=જુસ્સાવાળો.
ઉન્માર્ગે=(ઉત્=ઉલટો+માર્ગ=રસ્તો અવળે માર્ગે; ખોટે રસ્તે.)
અભિપ્રાય=મત; વિચાર.
મદ્યપાન=દારૂ પીવો તે. (મદ્ય=દારૂ તાડી વગેરે કેફી પદાર્થ+પાન=પીવું)
મંદ=નબળો.
મદોન્મત=મદથી ગાંડો બનેલો; તોફાની. (મદ=હાથીને લમણામાંથી જે રસ ઝરે તે+ઉન્મત=અવિચારી; ગાંડો.)
બેત=કવિતાની કડીઓ.
દરજ્જો=અધિકાર.
મરતબો=અધિકાર.
નાસ્તિક=ઇશ્વર નથી એમ માનનાર. (न=નહિ+अस् ધાતુ=હોવું+ति+क)
રૂઆબ=(ફા.) રોફ; (રૂ=ચહેરો+આબ=પાણી)
બેપરવા=બીનકાળજી.
સાવધ=સાવચેત.

સવાલ—મુગલ બાદશાહોમાં કોણ શ્રેષ્ઠ રાજા કહેવાયા? તેઓ શામાં શ્રેષ્ઠ હતા? અકબરને ઔરંગઝેબમાંથી કોણે રાજ્ય મજબૂત કર્યું? ઔરંગઝેબમાં કયા ગુણો હતા? શાહજહાએ પોતાના પુત્ર વિષે શું અભિપ્રાય બતાવ્યો છે? ઔરંગઝેબનુ શરીર, હૃદય, તથા સ્વભાવ કેવાં હતાં? ચોપડીમાં ઔરંગઝેબના વહેમી સ્વભાવ વિષે શું વર્ણન લખ્યું છે? ઔરંગઝેબના પિતાનું નામ શું?

### પાઠ ૫૨ મો.

મોહ=પ્રેમ.
સ્વાશ્રય=જાત મહેનત (સ્વ=પોતાનું+આશ્રય=મદદ) ફક્ત પોતાનીજ મદદથી કામ કરવું તે.
અણીને વખતે=ખાસ જરૂરના વખતે.
અડગ=ડગે નહિ તેવો.

બુદ્ધિનું તેજ ઝાંખું, નહોતું=બુદ્ધિ નબળી પડી નહોતી.
ગાંજ્યો જાય=હારી જાય; છેતરાઇ જાય.
એક્કો=બધાથી હોશિયાર.
મુશીબત=અડચણ.
મિલન સારીપણું=મળતાપણું.
ઔદાર્ય=ઉદારપણું (ઉદાર+ય)
સૌજન્ય=સારી ટેવ; સલુકાઇ (સુજન+ય)
વસિયતનામું=મરણ વખતે જે હકીકત લખેલી હોય તેનો કાગળ —દસ્તાવેજ; વીલ.
નિરાશ્રય=મદદ વગરના (નિર=નહિ +આશ્રય=મદદ)
કફન=મુડદાને ઢાંકવાનું વસ્ત્ર.
ભેદુઓ=છૂપી વાત જાણનારા.
અતિમૃદુ=વધારે નરમ (અતિ=વધારે +મૃદુ=કોમળ.)
અતિતીવ્ર=વધારે સખત.
ઉદ્ધત=તોફાની.
શિરોમણિ=માથાનો મુગટ; શ્રેષ્ઠ. (શિરસ=માથું+મણિ=મુગટ)
કવિ શિરોમણિ=મોટા કવિ.
લીન થવું=એકરૂપ થવું.

સવાલ—ઓરંગઝેબનું જીવન કેવું હતું? ઓરંગઝેબ શાને વિચારતો? ઓરંગઝેબ રાજકાજમાં શાનાપર ધ્યાન આપતો? ઓરંગઝેબ શા માટે પ્રસિદ્ધ છે? ઓરંગઝેબ કઇ બાબતમાં વધારે એક્કો ગણાતો? ઓરંગઝેબનું મન તથા હૃદય કેવાં હતાં? કયા સારા ગુણો તેનામાં નહોતા? ધર્મ તરફ પ્રેમ હતો કે નહિ? ઓરંગઝેબની સાદાઇ અને ધર્મશ્રદ્ધા વિષે શું દૃષ્ટાંતો છે? ઓરંગઝેબ તેમના પુત્રો તરફ કેવી રીતે વર્ત્યો? ઔરંગઝેબે બહાદુરને શું શિખામણ આપી હતી? તે પ્રમાણેના ગુણો અથવા વર્ત્તન ઓરંગઝેબનું હતું કે નહિ?

### પાઠ ૫૩.

અશાંતિ=તોફાન; બળવો.
અવ્યવસ્થા=અંધાધુંધી; ગેરબંદોબસ્ત.
મથન=મંથન; પ્રયત્ન. (મથ્ ધાતુ =વલોવવું+અન)
નિષ્ફળ=ફળ વગરનું; નકામું (નિષ

=નહિ+ફળ=પરિણામ)

દુષ્કૃત્યો=નઠારાં કામ. (દુષ=નઠારાં +કૃત્ય=કામ.)

તીવ્રવેદના=ઘણુંજ દુ:ખ.

હૃદયનો ભાર ખાલી કરે છે=પોતાને પડેલાં દુ:ખો વગેરે કહી સંભળાવે છે.

નિર્માણ=નક્કી

અંધચક્ષુ=આંધળી આંખો; આંખ છતાં દેખાય નહિ તેવું.

અનુયાયી=સેવકો. (અનુ=પાછળ+ યા=જવું+ઇ=વાળો)

ભયભીત=ભયથી બીધેલા.

(ભય=બીક+ભીત)

ચલિત=ચંચળ.

મોક્ષ=જન્મ મરણના દુ:ખમાંથી છુટવું તે.

દુ:ખદાયક=દુ:ખ દેનારૂં (દુ:ખ+ દા=ધાતુ આપવું+અક)

આજ્ઞાધીન=આજ્ઞાને તાબે રહેનાર; હુકમ માનનાર.

અપકૃત્યો=નઠારાં કામ. (અપ= નઠારૌ, હલકાં+કૃત્ય=કામ)

હૃદય ડંખે છે=મનને દુ:ખ થાય છે

અસહ્ય=વેઠાય નહિ તેવી (અ=નહિ +સહ્ ધાતુ=સહન કરવું+ય)

સવાલ—ઔરંગઝેબની છેલ્લી અવસ્થામાં રાજ્યમાં શું પ્રસરાઇ રહ્યું હતું? તેણે દક્ષિણમાં કેટલા વર્ષ શા માટે ગાળ્યા? ઔરંગઝેબે પોતાના પુત્રો તરફ શું કાગળ લખેલા હતા? એ કાગળથી તેની કઇ વેદના જણાય છે? ઔરંગઝેબનું પોતાનું હૃદય કોની પાસે ખુલ્લું કર્યું? એથી આપણને શો બોધ મળે છે? મનુષ્યનું હૃદય કેવાં કામથી ડંખે છે? ઔરંગઝેબનું મોત નજીક છે એમ ધારી તેણે શું મતલબનું વર્ણન લખ્યું છે? કોના ઉપર એ વર્ણન લખ્યું છે? લશ્કર અને સેવકો, તથા પુત્રો શાથી બીતા હતા? ઔરંગઝેબને પસ્તાવો કેવા કામથી થયો? ઔરંગઝેબનું મૃત્યુ સમયનું વર્ણન કેવું લખ્યું છે? તે કહો.

## પાઠ ૫૪ મો.

માનપૂર્વક=માન સાથે (માન+પૂર્વક પ્રત્યય=સાથે)
નિર્ભયતા=બીક વગર (નિર=નહિ +ભય=બીક+તા)
અવધ્ય=નાશ નહિ કરવા લાયક; નાશ કરવા અયોગ્ય. (અ=નહિ+ વધ્ ધાતુ=નાશ કરવું +ય=યોગ્ય)
પ્રમાણભૂત=આધારરૂપ; જેમનુ બોલવું સત્યને વજનરૂપ ગણાતું હોય તેવા (પ્રમાણ=સાબિતી+ભૂત પ્રત્યય)
રાજકવિ=રાજાનો કવિ.
ટકોર મારતો=હસતાં હસતાં સામાની ભૂલ ઉપર ટીકા કરતો; મરકાતો બોલ કહેતો.
સત્યવકતૃત્વ=સાચું બોલવાનો ગુણ ( સત્ય=સાચું+વકતૃ=બોલવુ+ત્વ પણું )
સચોટ=આબાદ; સામાને અસર કરે એવું.
જહાં=જ્યાં.
ગંગતરંગ પ્રવાહ=ગંગાના મોજાં વાળો પ્રવાહ;ગંગાના પાણીનું વહેવું.
કૂપકો=કુવાનું. (કૂપ=કૂવો.)
નિર=પાણી.
જહાકે=જેના.
બસે=વસે; રહે.
ઓરકો=બીજાનું.
કર્મ સુજોગ=(કર્મ સુયોગ ઉપરથી) ( કર્મ=નશીબ+સુજોગ=સારો વખત;) નશીબથી સારી તક મળી હોય તે.
સુપાત્ર=યોગ્ય માણસ. (સુ=સારૂં+ પાત્ર=માણસ.)
સુન=સંભાળ.
ગવારસેં=ગમાર સાથે; મૂર્ખ સાથે; સારૂં નઠારૂં સમજે નહિ તેની સાથે.
નરેશ=રાજા. (નર=માણસ+ઇશ= શ્રેષ્ઠ) માણસમાં શ્રેષ્ઠ.
પ્રયોજન=હેતુ; કારણ.
શૈલિ=લખવાની રીત.
તેજમેં=પ્રકાશમાં, અજવાળામાં.
રાહ=બૂમ; હોકારો.
મંગન=ભિખારી; માગણ.
આયા=આવ્યો.

નેન=આંખ. (નયન ઉપરથી.)
પ્રીત=પ્રેમ; વહાલ. (પ્રી ધાતુ= ખૂશ કરવું+ત)
બિભૂત=રાખ.
દાતા=દાન કરનાર.
કર્ણ પરંપરા=એક કાનથી બીજે કાને વાત જાય તે; ઘણાએ એક બીજા પાસેથી સાંભળી હોય તે. (કર્ણ=કાન+પરંપરા=હાર.)
મર્મવેધી=સામાની લાગણી દુખાય તેવાં (મર્મ=અંતઃકરણ+વેધી= વેધનાર. વિધ્ધાતુ=વીંધવુ+ઈ)

**સવાલ**—ભાટ લોકો પાસેથી કઇ મુખ્ય હકીકત મળે છે? તેઓ શા માટે પ્રસિદ્ધ ગણાતા? બ્રહ્મભાટ કવિગંગ ક્યાંના રાજકવિ હતા? અકબર બાદશાહને અસર કરે તેવુ કયું સચોટ કવિત એણે જોડ્યું હતું? એવું બીજું સચોટ કાવ્ય કયું હતું? ચંદ્ર તથા સૂર્ય કોના તેજમાં છુપાઇ જતા નથી? રજપૂત તથા દાનો માણસ ક્યારે છુપ્યો રહેતો નથી? બારોટના કવિતો કેવી રીતે મળી શકેલાં છે? ગંગા નદીનો મોટો પ્રવાહ વહેતો હોય તો તેની બરોબર-તોલે કોનું પાણી ન આવી શકે? ભાટના કવિતો કેમ સારાં ગણાય છે?

## પાઠ ૫૫ મો.

ભવ=જન્મ.
ભેળો=ભેગા થઇ જવું; એકઠા થવું; ભળી જવું.
જૂજવાં જૂજવાં=થોડાં થોડાં.
દુમેલો=દુર=નહિ+મેલો (મિલન= મળવું) ઉપરથી ફરીને ફરીને મળવો મુશ્કેલ એવો; દુલભ.
ઉડી નીશે=નાશ પામશે.
અવસર=વખત.
અવસર અધુરો=ઇશ્વરનું ભજન કરવાનો વખત હજી બાકી છે.
હાણ=હાનિ; નુકસાન.
ડોળો=ચલાવો; વાપરો.
ઉભેગો=બીજીવાર અન્ન જ ઓરવું તે.
ઉચટી જાશે=ફડી જાશે.

**ભોજો ભક્ત**—એ કવિ નહોતા, છતા કેટલાક કાવ્યો એનાં સારાં છે, ખાસ કરીને ભોજાભક્તના ચાબખા વખણાય છે.

**સમજુતી**—હે ભાઇઓ, કોઇ પણ આવેલો જન્મ બગાડશો નહિ. કારણ કે આપણો એક બીજાનો મેળાપ પંખીના મેળા જેવો છે. પંખીને પેઠે આપણું જીવન–જિંદગી–પણ ક્ષણમાં નાશ થાય તેવું છે (ટેક)

આપણે બધા જુદા જુદા ભાગમાંથી (ચારે બાજુથી) આવી મળ્યાં છીએ ને જુદા જુદા સ્વભાવ, રંગ આકારથી બનેલો ખેલ–ગમત –નાટક બન્યો હોય તેવાં આપણે છીએ. પખીઓ જેમ એક ઠેકાણે ભેગાં થઇને દાણો (ચારો) વીણવાનું કામ પુરું થાય એટલે સૌ પોતપોતાને ઠેકાણે ઉડી જાય છે, તેમ આપણું કામ આ સંસારમાં પુરું થશે; એટલે સૌ પોતે પોતાના જુદે માગે મરણ પછી જતાં રહેશે. પછી આ દેહ મળવો દુર્લભ છે. (૧)

માણસ એવું સમજે છે કે હજી મરણ સમયને વાર છે, અને હજી ઘણો વખત બાકી છે તેમાં પ્રભુભક્તિ કરી સંસાર તરીશું એમ જાણી (મરણની) બીક વગરના થાય છે. પણ પરમેશ્વરને ભજ્યા વિના આપણને ઘણું નુકસાન થાય છે, તો ખાલી ખોટું ડહાપણ શું કરવા કરો છો ? (વાતોના ગપાટા તથા છળપ્રપંચ વગેરે શું કરવા કરો છો ?) ભાઇઓ, આતો બધો પંખીના મેળા જેવો ખેલ છે. (૨)

મનુષ્ય જન્મ લીધો, ને હરિને (પરમેશ્વરને) ઓળખ્યા નહિ તો જેમ અનાજ ઓર્યા પછી ખેડયા વિના નકામું બને છે તેમ. હરિ ભજીએ નહિ તો તે પણ નકામું છે ભોજો ભગત કહે છે કે જેમ પતંગનો પાકો રંગ ઉડી જશે, તેમ મનુષ્ય દેહ પણ જતો રહેશે. કેમકે તે નાશ થાય તેવો છે(૩)

## પાઠ ૫૬ મો.

વદશો=બોલશો.
શોભવે=શોભાવે. (શુભ્ધાતુ=શોભવું)
ચોળવું=ચોળેલાં સુંગંધીદાર લેપ.
કુસુમો=ફૂલો.
કેશો=વાળ; નિમાળા.
સભ્યતા=વિવેક.
ભૂષણ=અલંકાર; ઘરેણાં.
ક્ષીણ થાય=નાશ પામે.
વાણીતણું=બોલીનું.
વૈયાકરણ=વ્યાકરણના બનાવનાર.
વિરલ=ભાગ્યેજ.
નીતિશતક=નીતિ વિષેના સો શ્લોક-વાળું કાવ્ય.
કાવ્ય=કવિતા. (કવ્ધાતુ=કવવું; વર્ણન કરવું+ય.)
એકત્ર=એકઠાં; ભેગાં.
મહત્તા=મોટાપણું; મોટાઇ.
અનુવાદ=તરજુમો; એક ભાષામાંથી બીજી ભાષામા ઉતારો કરવો તે.
નિર્મળતા=ચોકખાઇ. (નિર્મળ=નિર્=નહિ+મળ=મેલ;+તા.)
ખુશબોદાર=સારીવાસવાળા. (ખુશ રમુજી=+બો=વાસ+દાર=વાળા.)
હરિ=ભર્તૃહરિ કવિ.
સમ્યક=સારી રીતે.
ક્ષય=નાશ પામવું. (ક્ષિધાતુ=ક્ષય પામવું+ઘટવું=ચીમળાવું.)
અક્ષય્ય=નાશ નહિ થાય એવું; (અ=નહિ+ક્ષય્=નાશ+ય=યોગ્ય) =નાશ નહિ થવા યોગ્ય.
તુચ્છકાર=ધીટકાર; (તુચ્છ=નીચ; હલકો+કાર=કરવું) હલકો ગણવો.
સત્યપ્રિય=સત્ય તથા બીજાને વહાલ ઉપજાવે તેવી.
કામદુધા=એ નામની ગાય છે; ઇચ્છેલું ફળ આપનારી ગાય. (કામ=ઇચ્છા+દુહ્ધાતુ=દોવું; સાર કાઢવો+આ.)
મનોરથો=મનની ઇચ્છાઓ.
તીક્ષ્ણ=અણીદાર.
દરિદ્રતા=ગરીબાઇ (દરિદ્ર=ગરીબ+તા=પણું.)
ચાટુ=ખુશામતીઆ; હાજી હા કહી સામાને ખુશ કરનારાં; મીઠાં.
સ્વાભિમાની=પોતાનું અભિમાન

જેને હોય એવા (સ્વ=પોતે+અભિ=તરફ+માન=મરતબો+ઇ=વાળા)

છાજતી=શોભતી.

ભેદ=તફાવત. (ભિદ્‌ધાતુ=જુદું કરવું)

કઠોર=કડવી; સાભળવી ગમે નહિ તેવી.

અપ્રિય=વહાલી નહિ તેવી; બીજાને ખોટું લાગે તેવી.

પ્રતિ=તરફ; સામે.

સુકન=વેણ; વચન (શકુન ઉપરથી સુકન.)

પાત્ર=યોગ્ય; લાયક.

ઉદ્યોગપર્વ=મહાભારત નામનો મોટો ઇતિહાસરૂપ ગ્રંથ છે. તેના ૧૮ ભાગ છે. તે દરેક ભાગને પર્વ કહે છે. જેમકે ઉદ્યોગપર્વ, દ્રોણપર્વ, કર્ણપર્વ, શૈલ્યપર્વ, નીતિપર્વ, ભીષ્મપર્વ, આરણ્યકપર્વ વગેરે.

વિદુરજી=એ કૃષ્ણના ભક્ત હતા. વિદુરની ભાજી ખાઇ, કૃષ્ણે તેમને સકંટમાંથી ઉગાર્યા હતા. કૌરવ પક્ષના હતા. પછી પાંડવ તરફના પક્ષમાં કૌરવપક્ષથી નારાજ થઇ આવ્યા હતા.

રૂક્ષ=સખ્ત; કડવી.

અલક્ષ્મી=દરિદ્રતા; ગરીબાઇ.

ધર્મશાસ્ત્રકારો=હિંદુધર્મના કાયદા, નીતિ વગેરે નિયમ બતાવનારાં સ્મૃતિ જેવાં ગ્રંથ બનાવનાર.

અંકુશ=દબ.

મિતભાષિત્વ=થોડું બોલવું; ખપજોગું બોલવું.

પ્રતિષ્ઠા=માન. (પ્રતિ+સ્થાધાતુ=રહેવું.)

ઉપસંહારરૂપે=સારરૂપે.

મિથ્યા=ફોકટ.

બકવાદ=મોટો લવારો; નકામાં ગપ્પાં.

સવાલ—મનુષ્યને ઘરેણાં, વસ્ત્રો, સિવાય બીજું શું શોભાવે છે? કેવી વાણી શોભાવે છે? મનુષ્યની પ્રથમ પરિક્ષા શાથી થાય છે? કયું ઘરેણું નાશ નહિ થાય એવું છે? હંમેશાં વાણી કેવી બોલવી? સત્યને વહાલી વાણીથી શું શું ફાયદો થાય છે? શિખામણ

દેવામાં પણ કેવી વાણી વાપરવી? કઠોર વાણી કોને બાળી નાંખે છે? કઠોર વાણી એથી શું નાશ થાય છે? વાણી બોલવી તે પણ હરપાળે, જરાજરા વારમાં ગમે તેમ બોલ્યાજ કરવી કે નહિ? થોડું બોલવાથી શું જળવાઇ રહે છે? પાઠનો સારાંશ શું છે?

પાઠ ૫૭ મો.

ડુંગરા દૂરથી રળિઆમણા=જેમ ડુંગર આઘેથી જોતાં શોભીતા લાગે છે, ને પાસે જઇએ તેમ ભયંકર લાગે છે તેમ શોભિતી વસ્તુ જોઇ લલચાવું નહિ.

મોજાં ઉંચાં નીચાં=પાણીને પવન લાગવાથી જે પાણી ઉંચું નીચું થાય તે.

ઉર્મિ=ઇચ્છા; એકાએક લાગણી થઇ આવવી તે.

અપસરા=દેવની નાચનારી સ્ત્રીઓ. ( અપ્=પાણી+સરા=સરનાર, સૃ ધાતુ=સરવું.) પાણીની પેઠે જલદી જે સરી જાય છે—ચાલી જાય છે એવી ગતિવાળી સુંદર સ્ત્રી.

નૃત્ય=નાચ.

દૃષ્ટિ=નજર.

બેનમુન=નમુનો નહિ મળે તેવું; જોડ વિનાનું. (બે=વિના; નહિ+નમુન=નમુનો.)

નીરસ=આનંદ વગરનું. (નિ=નહિ +રસ=આનંદ)

ઉલ્લાસ=આનંદ. (ઉત્+લસ=આનંદ થવો.)

આર્થિક=પૈસાનો. (અર્થ=નાણું+ઇક =વાળો.)

ધવલ=ધોળાં.

સંક્ષિપ્ત=ટુંકુ. (સં=સારી રીતે+ ક્ષિપ્ધાતુ=ટુંકું કરવું+ત.)

સુદૃઢ=વિશેષ મજબૂત; જરા ડગે નહિ તેવા.

શ્રીમંત=પૈસાદાર. (શ્રી=લક્ષ્મી+મંત =વાળા.

નિશ્ચય=નક્કીપણું.

અસ્થિર=હાલેચાલે નહિ તેવું. (અ +સ્થિર=હાલવું નહિ.)

નવીનતા=નવીનપણું; નવાઇ. (નવીન

=નવાઇ+તા=પણું.)
દેશાંતર=બીજે દેશ.
ખુશનુમા (ફા.) સુંદર; ખૂશ કરનારી
પ્રફુલ્લિત=આનંદવાળું; ખૂશી (પ્ર =વધારે+ફુલ=ફુલવું+ઇત=વાળું)
મહા મુશીબતે=ઘણી અડચણે; જેમ તેમ કરી.
નિરાહાર=(નિર્=નહિ + આહાર = ખાવું) ખાધા વગરનો.
વિપરિત=ઉલટી; અવળી.
દશા=સ્થિતિ, હાલત.
સંબોધીને=મનમાં વિચાર લાવીને.

સવાલ—ભરવાડને દરિઓ, તે પરની ઠંડી હવા, આકાશ વગેરે જોઇ શું વિચાર થયો? ભરવાડે કયો માર્ગ લીધો? મનુષ્યનું મન કેવું છે? તથા મન શું જોઇ લલચાઇ છે? ભરવાડ જે ખલાસી બન્યો તેનું વહાણ દરિઆમાં કેવી રીતે ચાલ્યું? દરિઆનું દુઃખ જોઇ તેને શું ભાન થયું? વહાણને ડૂબતું બચાવવા શું પ્રયત્ન કર્યો? પહેલાંની સ્થિતિમાં હવે શું ફેરફાર થઇ ગયો? પાછળની સ્થિતિમાં શું થયું? દરિઆને ઉદ્દેશી ભરવાડે શું ઉચ્ચાર કર્યો? ભરવાડ અનુભવથી શું શીખ્યો? ડુંગરની પાસે જવાથી પર્વતનું રૂપ કેવું વાગે છે?

### પાઠ ૫૮ મો.

ચળકાટ=તેજ; પ્રકાશ.
અપારદર્શક=આરપાર જોઇ શકાય નહિ તેવું. (અ=નહિ+પાર=છેડો +દર્શક=બતાવનાર.)
મિશ્ર=ભેગું; એકમાં બીજી ભળેલી તે.
સિલ્વ =રૂપું.
ખનિજ=ખોદીને કાઢવામાં આવે તે. (ખનિ=ખાણ+જ=જન્મેલુ.)
શક્તિ=ગતિ; બળ; જોર.
ગૅસ=વાયુ.
થર=સ્તર=પડ.
ભરણ=ભરવું તે; અંજન.
અશુદ્ધ=ચોકખી નહિ તે. (અ=નહિ+શુદ્ધ=ચોકખું.)
ભેળ=મેળવણી.
ચકચકિત=ચળકાટવાળો; ઉજળો.

મિશ્રિત=ભેળસેળવાળું. (મિશ્ર+ઇત)=થયું હોવું.)
અછત=ઓછાપણું.[1] (અ=નહિ+છત). અછોડા=છેડા.

**સવાલ**—કઇ ધાતુઓ ભોંયમાંથી નીકળે છે? ધાતુના મુખ્ય ગુણ કયા છે? સૌથી નરમ ધાતુ કઇ? કીંમતી ધાતુ કઇ? પિત્તળ તથા કાંસામાં કઇ બે ધાતુના ભેગ છે? સૌથી ઉત્તમ ધાતુ કઇ? કાટ નહિ લાગે માટે કઇ ધાતુનો ઢોળ ચઢાવે છે? તાર નહિ નીકળી શકે એવી ધાતુ કઇ? રૂપિઓ એમાં કઇ કઇ ધાતુ છે? સૌથી બારીક પતરાં કોનાં થઇ શકે છે? સોનું તથા રૂપુ એ ધાતુઓ ઘણે ભાગે વધારે કયાંથી જડે છે? હિંદુસ્તાનમાં સોનું કયાંથી નીકળે છે? કઇ ધાતુમાં ગરમી ઝટ પ્રસરી જવાનો ગુણ છે? કઇ ધાતુની રાખ આંખમાં ભરણુ તરીકે વપરાય છે? હલકામાં હલકી ધાતુ કઇ? કઇ ધાતુઓ શુદ્ધ સ્વરૂપે (ભેળસેલ વિનાની) મળે છે?

## પાઠ ૫૭ મો.

દોષરહીતા=પાપ વગરની; સારાં આચરણવાળી. (દોષ=પાપ+રહિતા =વગરની.)
ગુણની ગીતા ગાઉં=ગુણનાં વખાણ ગાઇ બતાવું-કહી સંભળાવું.
વાયક=વચન; વેણ.
ઉપમા=સરખામણી થઇ શકે તેવી.
તારૂણી=જુવાન વયની સ્ત્રી. (તરુણ =જુવાન+ઇ.)
ભિમકસુતા=ભીમક રાજાની છોકરી. (ભીમક+સુતા=છોકરી.)
કટિ=કેડ; કમર.
ઘટી=ઓછી થઇ.
ચટપટી=ચિંતા; ફીકર.
ગૌરી=ગોરા રૂપની. (ગૌર+ઇ)
મટી=જતી રહી.
રામા=સ્ત્રી. (રમધાતુ=રમવું=આ)
રોમાવળિ=(રોમ=(રૂવાં)+આવળિ= હાર)=રૂવાંની હાર.
આભ=(અભ્ર ઉપરથી) વાદળાં.
અગતો=પગની એડીનો લાલ રંગ;

મેંદી પગે મૂકે છે તેવો રંગ.
લળતો=નીચે વળગી રહેતો
નેપુર=પગે ઘાલવાનું એક ઘરેણું.
વરણુ=સ્ત્રી જાતિ.
મધુકર=ભમરો.
ચીર=લૂગડું.
હાર=ગળાનું ઘરેણું.
તંબોળ=પાન.
અરગજા=સુગંધીવાળા પદાર્થનો બનેલો શરીરે ચોળવાનો પદાર્થ.
સુગંધના=સારી વાસ.
શીશ ફુલ=માથાના અંબોડે ઘાલવાનું સોનાનું ઘરેણું.
ચુની=હીરા, માણેક વગેરેની દોરી.
ગોફણો=અંબોડાનું ઘરેણું.
અંગશુ=શરીર સાથે.
કટિ મેખલા=કેડનો કંદોરો. (કટિ=કેડ+મેખલા=હાર.)
વઢી પડે=લડી પડે.
રૂપે રતિ=રૂપમાં કામદેવની સ્ત્રી જેવી (રૂપે=રૂપમાં+રતિ=એ કામદેવની સ્ત્રી છે)
સંભ્રમે=ગભરાટમાં; ખોટા વિચારમાં.
અણવટ=અંગુઠે પહેરવાનું રૂપાનું ઘુઘરીવાળું ઘરેણું.
વીંછુવા=આંગળીએ પહેરવાનું ઘણાજ તરતનું બનેલું રૂપાનું ઘરેણું; વેડ.
રણકો=અવાજ.
એળે ખોઇ=વૃથા ગુમાવી;નકામી ગઇ.
શામા=સુંદર સ્ત્રી. (શ્યામ+આ.)
મથી કાઢી=મંથન કરીને દોહી કાઢી.
મહેલા=( મહિલા ઉપરથી ) સ્ત્રી; સુંદર સ્ત્રી.
અશ્વિનીકુમાર=દેવ લોકના વૈદ હતા.
પળે=ચાલે; જાય.
માન=અભિમાન.
દમ્યુ=દુઃખી થયું. (દમધાતુ=દુઃખી કરવું )
સમસ્ત=સઘળું; બધું.
તીર્થ=પવિત્ર જાત્રાનાં સ્થળ.
હિમાળે=હિમાચળ પર્વત ઉપર.
અસ્ત=(અસ્થિનું બગડેલું રૂપ)=હાડકાં.
ગ્રહશે=પકડશે. (ગ્રહ્‌ધાતુ=પકડવું.)
હસ્ત=હાથ.

નૈષધ દેશના રાજા નળની સ્ત્રીનું નામ દમયંતી હતું. તેના પિતાનું નામ ભીમકસેન હતું. દમયંતી સ્વરૂપે ઘણીજ રૂપાળી હતી. તેથી તેને પરણવા માટે દેવલોકો, રાજાઓ વગેરે ઇચ્છા રાખતા. દમયંતિ બાગમાં બેઠી છે ત્યાં એક હંસ જોયો. એ હંસે નળ રાજાનાં સ્વરૂપના વખાણ કર્યાં. દમયંતી નળનાં વખાણથી ઘણી રાજી થઇ, અને નળરાજાનેજ પરણવાનો મન સાથે વિચાર કર્યો. છેવટે દમયંતીને પરણાવવા સ્વયંવર રચ્યો તેમાં રાજાઓ આવ્યા તથા દેવલોકો પણ નળરાજાનુ રૂપ લઇ વરવા આવ્યા છતાં દમયંતી નળને પરણી. પછી નળરાજા એના ભાઇ પુષ્કર સાથે જુગટું રમતાં હાર્યા, તેથી નળ તથા દમયંતીને વનમાં રઝળવું પડયું. ભૂખ, તરસ, તથા ઉજાગરા, અને ખાડી, ટેકરા તથા વનનાં દુ:ખો બંને રાજારાણીએ વેઠયાં. નળરાજાએ એક વખત વહેમે ભરાઇ દમયંતીને છોડી મૂકી, ને પોતે જુદી દિશાએ ગયો. દમયંતી બીજે રસ્તે ગઇ. જંગલમાં તેને અજગર કરડયો અર્ધે સુધી અજગર ગળ્યો; પણ દમયંતીના રડારોળથી, ને બૂમથી એક પારધી દોડી આવી દમયંતીને ઉગારી; પછી એ વાતની ખબર દમયંતીના પિતાએ જાણી, શોધખોળ કરતાં દમયંતી એની માસીને ત્યાં આવી રહી એમ માલમ પડયું. પછી ફરીથી સ્વયંવર નળને શોધવા રચ્યો, ને રાજા નળ તથા દમયંતી મળ્યાં, ને સાથે રહી ઘણા વર્ષ રાજ કર્યું.

**સમજુતી**—નારદઋષિ એમ કહે છે કે દમયંતી રૂપમાં કાંઇ પણ ખામી વગરની છે. અને તેની જોડ બીજી પૃથ્વીમાં કોઇ નથી, હું તેનાં ગુણનાં વખાણ, હે રાજા તને કહું છું—(ટેક)

રાજા ભિમકની છોકરી દમયંતીની કેડ વધારે સુંદર જોઇને જેની સુંદરને, પાતળી છે એવી સિંહની જાત પણ શરમાઇ જઇ જંગલમાંથી ધટી ગઇ, વળી તે રૂપાળી દમયંતિની સુંદર ચાલ જોઇને,હંસને પણ મનમાં ફિકર થઇ કે મારી ચાલ કરતાં દમયંતીની ચાલ વધારે સુંદર છે. હે રાજા નળ; દમયંતી તદ્દન રૂપમાં કાંઇ પણ ખામી વગરની છે એમ નારદજીએ કહ્યું—(૧)

દમયંતીના શરીરની રૂવાંટી જોઇને, વનસ્પતિ પણ શરમાઇ જઇ પોતે અગ્નિમાં બળી મરે છે. દમયંતીનાં વસ્ત્રો ઘણાં ચમકારા મારતાં શોભી રહ્યાં છે, તે જોઇને આકાશની વિજળી પણ જાણે શરમાઇ ગઇ હોય તેમ વાદળમાં છૂપાઇ જાય છે—નારદઋષિ કહે છે કે હે રાજા, નળ, દમયંતી ઘણીજ સુંદર ને રૂપમાં ખામી વગરની સ્ત્રી છે. (૨)

સ્ત્રીઓને પગે જે લાલરંગ મેંદી જેવો છે તે કરતાં પણ દમયંતિના પગની પાટલીનો રંગ વધારે સુંદર છે, અને સ્ત્રીના પગનો રંગ બધો દમયંતીના પગમાં સમાઇ ગયો. દમયંતીના પગનું રૂપાનું ઘરેણું, ને જે અવાજ થતો, તે એવો સુદર હતો કે જેથી ગવૈયાની જે ગાંધર્વ જાત છે તે પણ શરમાઇ ગઇ, (અને પોતાના સુંદર રાગથી હારી ગઇ.) હે રાજા, (નળ); દમયંતી ઘણીજ સુંદર ને રૂપમાં બધી સ્ત્રીથી ચઢીઆતી સુંદર સ્ત્રી છે. (૩)

સ્ત્રી જાતિએ ચંપાને માન ન આપ્યું તેથી ભ્રમરાએ પણ ચંપાના ફૂલને છાંડી દીધું, ને તે ફૂલનો રસ ચૂસતો નથી. બ્રહ્માએ એવું સુંદર રૂપ દમયંતીનું બનાવ્યું છે કે, એવું બીજું સુંદર રૂપ કોઇનું હજી બનાવ્યું નથી. નારદજી કહે છે કે હે રાજા (નળ), દમયંતી ઘણીજ સુંદર સ્ત્રી છે. (૪)

હવે હું દમયંતીના સોળ શણુગાર જે–આંખ આંજવી, લુગડાં પહેરવાં, હાર પહેરવા, પાન ચાવવું, શરીરે સુંદર સુગંધી લેપ કરવો, તથા અરગજાનો લેપ કરવો, વગેરે છે તે શણુગાર (શજેલા) છે હે રજા (નળ) દમયંતી ઘણીજ સુંદર સ્ત્રી છે એમ નારદજીએ કહ્યું. (૫)

માથાનું સોનાનું ફૂલ, હાથે બાંધવાની રત્નથી મઢેલી રાખડી, તથા ભમર ઉપર ચુની જડેલી માળા ઘરેણાં તરીકે છે, વળી અંબોડે ઘાલવાનું ઘરેણું જે (ગોફણો) છે, તે એટલો બધો લાંબો છે કે ઠેઠ કેડના કંદોરા સુધી લટકે છે. તેથી કેડના કંદોરાને અંબોડાના ગોફણા સાથે લડાઇ થાય છે. (બંને ઘરેણાં અથડાય છે.) તેથી નારદજી ઋષિ કહે છે કે, હે રાજા (નળ), દમયંતી ઘણીજ સુંદર સ્ત્રી છે. (૬)

શરીરનું લુગડું વાથી ઉડી રહ્યું છે, વળી કંકણ તથા ચુડી બંને હાથમાં ખખળે છે, ને સુંદર અવાજ તથા દેખાવથી શોભે છે. વળી રૂપમાં સુંદર એવી કામદેવની સ્ત્રી રતિ, તે પણ વિચારમાં પડી ગઇ અને દમયંતીનું રૂપ પોતાના કરતાં (રતિશ) પણ વધ્યું એ જોઇ શરમાઇ ગઇ. એવી રૂડી (દમયંતી) સ્ત્રી બીજી એકે નથી. નારદજી કહે છે કે, હે રાજા નળ, સૌથી વધારે સુંદર ને રૂપમાં ચઢીઆતી સ્ત્રી દમયંતી છે. (૭)

પગના નેપુરનો ઝીણો અવાજ, તથા અંગુઠાના અણુવટનો ઠણુકાર (અવાજ), અને આંગળીઓના વેડનો અવાજ એ બધાંનો અવાજ એવો સુંદર થતો કે જાણે ઝાંઝરનો અવાજ થતો હોય એમ જણાય છે. (અથવા ઝાંઝર કરતાં પણ એ ઘરેણાંનો અવાજ વધારે સુંદર, ને ખૂશ કરે તેવો હતો) નારદજી કહે છે- કે, હે રાજા દમયંતી ઘણીજ સુંદર ને રૂપમાં ચઢિઆતી સ્ત્રી છે. (૮)

(કવિ કહે છે કે) જેણે દમયંતીનું સુંદર રૂપ જોયું નથી, તેની જિંદગી વ્યર્થ (ફોકટ) ગઇ છે (એમ સમજો). જાણે એક સોનાની દેહ (દમયંતીની) બનાવી કેમ નહિ હોય? એવી સર્વ શ્રેષ્ઠ સુંદર સ્ત્રી, બીજી કોઇ નથી. હે રાજા (નળ) દમયંતી સૌથી વધારે સુંદર, ને રૂપમાં ચઢિઆતી સ્ત્રી છે એમ (નારદજી ) કહે છે (૯)

જેમ બધી નદીમાં પવિત્ર ને મોટી નદી ભાગીરથી (ગંગા) છે. તેમ સ્ત્રીઓમાં સૌથી સુંદર સ્ત્રી (દમયંતી) છે. સ્વર્ગ, પૃથ્વી, ને પાતાળ એ ત્રણે લોકમાં (જોઇએ) તો પણ દમયંતીની જોડી મળશે નહિ. (જાણે સમુદ્ર વલોવનાં જેમ સુંદર રત્નો જડયાં; તેમ સ્ત્રીઓની સુંદર જાતિનો જુદો વર્ગ બનાવતાં સૌથી સુંદર સ્ત્રી દમયંતી જડી. નારદજી ઋષિ કહે છે કે હે રાજા (નળ) રૂપમં સૌથી ચઢિઆતી સુંદર સ્ત્રી દમયંતી છે. (૧૦)

જેને (દમયંતીને) પરણવા માટે સુંદર રાજાઓ ઇચ્છા કરે છે, તેમજ દેવલોકો પણ પોતાની સ્ત્રીઓ એવી રૂપાળી નથી તેથી નિરાશ થઇ પરણવા ઇચ્છા રાખે છે વળી દેવોના વૈદ, જે અશ્વનીકુમાર, તે પણ બધા દેવ કરતાં વહેલા પરણવાની ઇચ્છા રાખે છે. દમયંતીનું રૂપ આપણી નજરથી કલ્પી શકાય એવુંજ નથી નારદજી ઋષિ કહે છે, કે રાજા (નળ) દમયંતી જે સુંદર રૂપાળી સ્ત્રીઓમાં ચઢીઆતી સ્ત્રી છે(૧૧)

જ્યારથી એ દમયંતીનું રૂપ (દેહ) બનાવ્યુ, ત્યારથી બધી સુંદર સ્ત્રીઓ, પોતાના સુંદર રૂપનું જે અભિમાન કરતી હતી તે અભિમાન ઉતરી ગયું. છે દમયંતીથી હલકી ગણાઇ. આખી પૃથ્વીને પોતાના રૂપની ચઢીઆતીથી, દુઃખી બનાવ્યું તેથી એ સ્ત્રીનું નામ પણ દમયંતી (એટલે બધાંને દુઃખી બનાવનારી) પાડયું છે. (૧૨)

નારદજી કહે છે કે હે રાજા (નળ.) દમયંતી સૌથી વધારે સુંદર ને રૂપમાં ખામી વગરની સુંદર સ્ત્રી છે—

જેણે જોગી બનીને આ બધી દુનિયાને છોડી મૂકી હશે, તથા જેણે પવિત્ર જાત્રાની જગ્યામાં સ્નાન કર્યું હશે, તથા જેણે હિમાચળ પર્વતપર જઇ પોતાનું શરીર મુકવી નાખ્યું હશે, એવા (કોઇક જ નરપતિ-રાજા) તે સુંદર દમયંતીને પરણશે. ઋષિ નારદજી કહે છે કે હે રાજા (નળ), દમયંતી રૂપમાં ખામી વગરની (વધારે સુંદર રૂપાળી સ્ત્રી) છે. (૧૩)

### પાઠ ૬૦ મો.

સમયસૂચકતા=સમય પ્રમાણે વર્ત્તવાનો ગુણ; ધટનો ઉપાય જલદી સૂઝે એવી બુદ્ધિ; જેવો વખત તેવું વર્તન રાખવું તે-(સમય=વખત +સૂચક=ચેતવનાર+તા)

યથાશક્તિ=શક્તિ મુજબ. (યથા=જેમ; જેવી રીતે+શક્તિ=બળ)

મનોબળ=મનરૂપી બળ.

લવમાત્ર=જરાપણ. (લવ=જરા.)

સમીપ=પાસે.

નૌકાધિપતિ=વહાણના લશ્કરનો ઉપરિ સરદાર (નૌકા=વહાણ+અધિપતિ =ઉપરિ.)

[illegible]વ્રત=પતિવ્રતાપણું.

હાંસી=મશ્કરી.

માનસિક=મનની. (માનસ=મન+ઇક=વાળી)

લોકમત=લોકનો અભિપ્રાય.

કોટિ=જાત; તરેહ; દરજ્જો.

પ્રશંસા પાત્ર=વખાણવા લાયક.

પ્રશંસા=વખાણ. (પ્ર+શંસ્ ધાતુ +પાત્ર=યોગ્ય; લાયક)

નિરભિમાની=અભિમાન વગરના. (નિર=નહિ+અભિમાન=માન; મોટાઇ.)

પોપ=ખ્રિસ્તી લોકનો ધર્મ ગુરૂ.

રૂચતો=ગમતો.

ક્ષમાપત્ર=માફીપત્ર.

બહિષ્કાર=બહાર કાઢી મૂકવું તે.

(બહિષ્કૃ=બહાર+કાર=કરનાર; કૃ ધાતુ)

આજ્ઞાપત્રિકા=હુકમનો કાગળ. (આજ્ઞા=હુકમ+પત્રિકા=કાગળ.)

ધુરંધર=અગ્રેસર (ધુર=ધુસરી+ધર =ધરનાર)=જોખમ—ભાર લેનાર

ભીતિ=વહેમ; બીક (ભીધાતુ=બીહવું +તિ)

તાત્કાલિક=તરતજના; તેજવખતના (તત્કાળ=તેજવખત+ઇક=વાળા)

તત્કાળ=તેજવખત; તરત (તત્=તે +કાળ=વખત)

આકસ્મિક=અકસ્માત્; અણધારેલા; ઓચિંતા.

## પાઠ ૬૧.

વૈજ્ઞાનિક=પદાર્થ વિજ્ઞાનના વિષયમાં પ્રવીણ પુરુષ (વિજ્ઞાનક+ઇક)

ખગોળવેત્તા=આકાશીપદાર્થ સંબંધી હકીકત જાણનાર (ખ=આકાશ+ ગોળ=ગોળો+વેત્તા=જાણનાર) (વિદ્ધાતુ=જાણવું)

ગુરુત્વાકર્ષણ=પૃથ્વી દરેક વસ્તુને તેના ભારના પ્રમાણમાં પોતાના તરફ જે ગુણથી ખેંચે છે તે. (ગુરુત્વ=ભારેપણું+આકર્ષણ= ખેંચાણ.)

આહ્વાન કર્યું=બોલાવવું. (આ+હ્વ ધાતુ બોલાવવું+અન) લડવાને આવી જા એમ લડવા બોલાવવું તે.

હરીફ=પ્રતિસ્પર્ધી; સામાવાળીઓ.

છાયાયંત્ર=સૂર્યની છાયા ઉપરથી વખત જાણવાનું સાધન. અસલ એ યંત્રથી વખત જોતા હતા.

ગૂઢ=અઘરું; ગહન.

વિશ્વવિદ્યાલય=દુનિયામાં પ્રસિદ્ધ એવી મોટી પાઠશાળા (વિશ્વ= દુનિયા)

આકર્ષણ=ખેંચાણ (આ+કૃષ્ધાતુ= ખેંચવું+અન)

અધ્યાપક=મુખ્ય ગુરુ

સંશોધન=વિશેષ તપાસ. (સં= સારી રીતે+શોધન=શોધનાર)

પ્રચલિત=વધારે ઓળખીતું; જાણીતું

લંબદીર્ઘ=ઘણોજ લાંબો, ને પહોળો થોડો; લંબગોળ.

પરિક્રમણ=આસપાસ ફરવું તે, પ્રદક્ષિણા. (પરિ=ચારે તરફ+ક્રમધાતુ=આગળ વધવું+અન)

ગતિ=ચાલ; હાલન ચાલન (ગમ્ ધાતુ=જવું+તિ)

પ્રતિરોધ=અટકાવ;(પ્રતિ=સામે+રૂધ્ ધાતુ=રૂંધવું; અટકવુ)

સતત=હંમેશ.

અવિચ્છિન્ન=અટક્યા વગર (અ+વિ+છિદ્ધાતુ+અન)

સિદ્ધ કરવું=સાબીત કરવું.

પ્રવતાવે=ફેરવે છે (પ્ર=વિશેષ; આગળ+વૃત્ ધાતુ=વળવું)

આકર્ષે છે=ખેંચે છે. (આ+કૃષ્ ધાતુ=ખેંચવુ)

આકર્ષાવવું=ખેંચાવવું.

સત્કાર=આદરમાન; સ્વીકાર.

**સવાલ**—ન્યૂટનનો જન્મ ક્યાં થયો હતો? તેણે કયી બાબતના નિયમ શોધ્યા છે? કેટલા વર્ષની ઉમરે તેને નિશાળે મૂક્યો? તેને કેવા યંત્ર બનાવવામાં પ્રથમ રસ પડતો? ખેતરનું કામ પડતું મુકાવી એને કયે કામે કસ્બામાં મોકલતા? કેટલા વર્ષની ઉંમરે કઇ પાઠશાળામાં દાખલ કર્યો? કયા ગુરૂના શિક્ષણથી તે ગણિતમાં પ્રવીણ થયો? તેણે પૃથ્વીના સંબંધમાં, તથા પદાર્થ સંબંધી શું નિયમ શોધ્યો? કયા નિયમને આધારે ફળ પૃથ્વીપર પડયું ને ઉંચું ચાલ્યું ન ગયું? પદાર્થને ગતિમાં મૂક્યો તો તે કેવી રીતે જાય છે? કયા બળથી ચંદ્ર તથા પૃથ્વી, સૂર્યની આસપાસ ફરે છે? તથા કેવા માર્ગમાં ફરે છે? તેણે કયો મોટો ગ્રંથ રચ્યો છે તથા તેમાંનો મોટો નિયમ કયો જાહેર થયો છે?

**પાઠ ૬૨ મો.**

રસાયનશાસ્ત્ર=બે પદાર્થો ભેગા મળવાથી નવીન જાતનો પદાર્થ કેવી ક્રિયાથી થાય છે તે સંબંધનું

જ્ઞાન આપનાર પુસ્તક.
(રસ=પ્રવાહી પદાર્થ+અયન=જવુ + શાસ્ત્ર=ગ્રંથ;=નિયમ રૂઢ મોટું પુસ્તક)
અકસ્માત્=ઓચિંતો જે બનાવ બને તે. (અ=નહિ+ કસ્માત્=શાથી બન્યું તે નહિ જાણતા હોય તે.)
પ્રચંડ શબ્દોમાં=ક્રોધવાળા શબ્દોમાં (પ્ર=વધારે+ચંડ=ક્રોધે ભરાવું+અ)
વિનયશીલ=વિવેકી (વિનય એજ જેનો સદ્‌ગુણ છે તેવો) (વિનય= વિવેક +શીલ=સદ્‌ગુણ; સારું આચરણ)
ઋણ=દેવું.
પ્રાચીન=પહેલાંનું;(પ્રાચી=પૂર્વ દિશા +ઈન=વાળુ) ઉલટો શબ્દ અર્વાચીન=હાલનું (અર્વાચ્=હમણાં+ ઇન=વાળું)
સંપત્તિ=પેદાશ; નીપજ.
કવિ કુલ ગુરુ=કવિ કુળના ગુરુ- (કાલિદાસ) (સંસ્કૃત ભાષામાં પ્રથમ શ્રેષ્ઠ કવિ એ હતા.)
નિષ્કંટક=કાંટા વગરનું; દુશ્મન વગરનું; દાનવના ભય વગરનું. (નિસ=નહિ+કંટક=કાંટો; શ્લ૯૫.)
ગંભીર=મોટું; મોટો; ભવ્ય.
કારજ=કામ
સંભાવના ગુણ=ગૌરવનો ગુણ; મોટાઇનો ગુણ.
ગુરુબુદ્ધિ મદ થકી=ગુરુની બુદ્ધિના અભિમાનથી.
ધર્મિષ્ઠ=ધર્મ પ્રમાણે વર્તનાર; ધર્મ પ્રમાણે વર્તવામાં શ્રેષ્ઠ. (ધર્મ+ઇષ્ઠ=ઉત્તમ) બીજા શબ્દો -બલ+ઇષ્ઠ=બલિષ્ઠ=વધારે બળવાન; ગર્વિષ્ઠ=વધારે ગર્વવાળો.
સંશયશીલ=શંકાવાળો; સમજણ નથી પડી એમ કહેનારો-(સંશય =સમજી શકાય નહિ એવી બાબત +શીલ=સ્વભાવ, ગુણ.)
વિનય પૂર્વક=વિનય સાથે; વિવેકીપણે (વિનય+પૂર્વક=આગળ,સાથે)
મનન કરવું=ફરીથી વિચારવું; ફરીથી યાદ કરી જવું. (મન્‌ધાતુ =વિચારવું+અન)
સંતુષ્ટ=સંતોષ; ખુશી; રાજી; (સં= સારી રીતે+તુષ્ટ=ખુશ થવું.)

**સવાલ**—પ્રકાશ વિષે ન્યૂટને શી શોધ કરી છે? ન્યૂટનની ગેરહાજરીમાં તેના કુતરાએ શું કર્યું? તેણે કૂતરાને કેવી મશી આપી? ન્યૂટનનું નમ્રતાનું કયું વચન પ્રસિદ્ધ છે? મોટા માણસની મોટાઈ શામાં રહેલી છે? નમ્રતા એ શાનું ભૂષણ છે? ન્યૂટનને કોઈ પૂછતું કે આવી અદ્દભુત શોધ શી રીતે કરી તેના જવાબમાં ન્યૂટન શું જવાબ આપતો? તેણે કયુ પુસ્તક પંદર વાર લખ્યુ છે? ન્યૂટન કામ થયું નથી એમ કયારે સમજતો? કોઈપણ જાહેર સેવા ન્યૂટને કયા ગુણેથી કરી છે?

**પાઠ ૬૩ મો.**

ગબ્બર=ખૂબ પૈસાદાર; શ્રીમંત.
અલબત્ત (ફા.) ખરૂ; નક્કી.
યોગે=યોગથી; સંબંધથી (યુજ્ ધાતુ=જોડાવું)
પરિવર્તન=ફેરફાર (પરિ=આસપાસ +વૃત્ ધાતુ= ળવુ+અન)
પ્રોત્સાહન=ઉ-તેજન; ઉત્સાહ; ટેકો =(પ્ર=આગળ વિશેષ+ઉત્સાહ= હોંસ+અન)
સત્ય પ્રવૃતિનો=સાચા ઉદ્યોગનો.
શાંત પાઠ=બોલ્યા વગર આપેલો પાઠ
રાજનીતિજ્ઞ=રાજનીતિ જાણનાર.
અધમ=હલકી; ઉતરતી; નબળી.
કરકસર=જરૂર જેટલું વાપરવું તે.
દુર્વ્યય=ખોટો ખરચ (દુર=નહિ+ વ્યય=ખર્ચ)
યુવક=જુવાનીઆ.
ઉન્નતિ=ચઢતી.
તત્ત્વ=સાર રૂપ વસ્તુ. (તત્=તે+ ત્વ=પણું)
બક્ષે છે=આપે છે.
વિઘ્ન=અડચણ; હરકત.
મુદ્રાંકિત=છાપેલું. (મુદ્રા=છાપવાનાં બીબાં+અંકિત=ચિહ્નિત.)
ગદ્ય=લખાણ.
લેખિની=કલમ. (લિખ્ધાતુ=લખવું તે ઉપરથી લેખ+ઈન+ઈ)
પ્રકાશમાં=જાહેરમાં.
પેટજોગું=પેટ ભરાય તેટલું.

પ્રાપ્ત કરેલા=મેળવેલા; બચાવેલા.
કુનેહ=કામ કાઢી લેવાની યુક્તિ; હિકમત.
પ્રત=નકલ.
આવૃત્તિ=ફેરો.
ભાષાંતર=તરજુમો; ઉતારો; એક ભાષામાંથી બીજી ભાષામાં લખવું તે.
પોલીશ=પોલાંડ દેશની ભાષા.
ગૅલિક=સ્કૉટલાંડની જંગલી ભાષા.
કેટલન=કેટેલોનિઆ નામના સ્પેનના પ્રાંતની ભાષા.

સવાલ—બેન્જામિન ફ્રૅંકલિન એ કયા કામમાં પ્રવીણ થયો? એનો દાખલો કોને આપી શકાય? દ્રવ્ય પ્રાપ્ત કરવાના બે મુખ્ય શબ્દ કયા છે? ઉદ્યોગથી કોનો ફેરફાર થઇ શકે છે? એ ફ્રૅંકલિન મહાપુરૂષ ક્યાં જન્મ્યો હતો? નાનપણમાં તે કયો ધંધો કરતો? પાછળથી એના પિતાએ કયા ધંધામાં વળગાડયો? એ પોતાનો વખત કેવી રીતે ગાળતો? પાછળથી કેવી રીતે લેખક થયો? એ ઈંગ્લાંડમાં કયા કારખાનામાં કેવી રીતે કામ કરતો? અસલ એ પુરૂષ કોને ત્યાં નોકર રહ્યો હતો? એણે કયો સ્વતંત્ર ધંધો સ્વીકાર્યો? એણે કયું પુસ્તક બહાર પાડયું? અને તે પુસ્તકની દર વર્ષે કેટલી નકલ નીકળતી? એ પુસ્તકના તરજુમા કઇ કઇ ભાષામાં થયા છે?

### પાઠ ૬૪ મો.

જિજ્ઞાસા=જાણવાની ઇચ્છા. (જ્ઞા ધાતુ=જાણવું)
પ્રસાદી=પ્રસાદ; વાનગી.
કાલક્ષેપ=વખતને નકામો ગુમાવવો તે. (કાલ=વખત+ક્ષેપ=ફેંકી દેવું.)
ફલ પ્રાપ્તિ=ફળ મેળવવું.
ઉપવાસ કરવો પડશે=ભૂખ્યા રહેવું પડશે; ફળ નહિ મળશે.
એલચી=પ્રતિનિધિ.
સમાજ=મંડળ.
ઉન્નતિદ્વારા=આબાદી મારફત.
કોટિ=જાત; પ્રકાર.
અશાસ્ત્રીય=શાસ્ત્રના નિયમ પ્રમાણે

નહિ શોધવું તે. (અ=નહિ+શાસ્ત્ર +ઇય)

વિચારક=વિચાર કરનારો. (વિચાર+ અક=કરનાર)

પ્રવૃત્તિ=ઉદ્યોગ

દરિદ્રતા=ગરીબાઇ. (દરિદ્ર=દળદર+ તા=પણું.)

વ્યતીત કર્યું=ગાળ્યું.

સંમાન=સારું માન. (સં=સારી રીતે; વિશેષ+માન=મરતબો.)

ઉદયમાર્ગ=ચઢતીનો રસ્તો.

પ્રેય=આ દુનિયામાં વહાલામાં વહાલું. (પ્રીધાતુ=ખૂશ થવું+ઇય; પ્રત્યય=અધિકતા બતાવે છે.)

શ્રેય=પર દુનિયામાં કલ્યાણ. (શ્રી= હિત+ઇય પ્રત્યય.)

ઉદ્યોગ=ધંધો. (ઉત્ = બહાર+યુજ્ ધાતુ=જોડાવું+અ.)

ઉદ્યોગ પ્રેય ને શ્રેય છે=પ્રેય ને શ્રેયનું સાધન છે.

વિકાસ=ખીલવણી.

વ્યક્તિ=પ્રત્યેક; દરેક; એક.

હસ્તગત=હાથમાં આવેલું. (હસ્ત= હાથ+ગત=ગએલું; ગમ્ધાતુ=જવું. તેનું ભૂ૦ કૃ૦)

હસ્તગત થશે=હાથમાં આવશે.

સહાયક=મદદગાર.

સાધો=પાર પાડો. (સાધ્ધાતુ=મેળ- વવું.)

મનોરથ=મનની ઇચ્છા. (મનસ= મન+રથ) મનરૂપી રથ.

કદા=કોઇ વખત; ક્યારે.

તદા=તે વખત, ત્યારે.

યદા=જે વખત; જ્યારે.

સવાલ—આ પાઠમાંથી આપણે ઊંઘ. તથા વખત માટે શું ધ્યાનમાં રાખવું? કઇ કહેવત કામ બાબતની યાદ રાખશો? કોઇ પણ કામ કરવું તે કેવી રીતે કરવું? ફ્રેંકલિનને કઇ ઉંચી પદવી પર, ક્યાં નીમવામાં આવ્યો? તેનું નામ કેવી સમાજો સાથે જોડાયું? વૈજ્ઞાનિકોમાં ફ્રૅંકલિન કેમ ગણાયો? ફ્રેંકલિનમાં ક્યા સારા ગુણો હતા? ફ્રેંકલિને વિજળી બાબત શું શોધ્યું? મનુષ્યની ઉન્નતિનો માર્ગ શો?

જોડાયલો છે ? ઉદ્યોગ કોની ગરજ સારે છે ? ઉદ્યોગથી શું શું થાય છે ? સુખી થવાનો માર્ગ શું છે ? કયા કયા કામમાં ફતેહ મેળવવી હોય તો ઉદ્યોગ કરવો ? ઉદ્યોગીને શું શોધવા જવું પડતું નથી ? પ્રજાનો ઉદય શા પર આધાર રાખે છે ? બધાં કામો સફળ શાથી થાય ? ઉદ્યમથી શું મેળવાય છે ?

### પાઠ ૬૫ મો.

આત્મા=જીવ; ચેતન. (ચેતન વસ્તુ આત્મા છે)
બેરંગ (ફા) જુદા જુદા રંગ. (બે =વધારે+રંગ=શોભા) રંગ.
ભાત=તરેહ; જાત.
રીઝે=રાજી થાય.
ઉદર માંહી=પેટમાં.
સાર=સારરૂપ; ઉત્તમ વિકસેલું.
ઝંપલાઇ પડવું=કૂદી પડવું.
કમળસર સગપણ=સરોવર ને કમળનું જેવું સગપણ છે, તેવું દેહ ને આત્માનું છે. કમળને હાથી ચૂંટી નાખે છે ને સરોવરને કાંઇ લાગતું નથી, તેમ દેહનો કાળ નાશ કરે છે તેથી આત્માને કાંઇ પણ દુઃખ થતું નથી.
ભ્રમ=અજાણપણું; અજ્ઞાન.
ભાસે=દેખાય.
જદુરાઇ=યદુરાજ. (યદુરાય ઉપરથી જદુરાઇ થયું છે) યદુકુળના રાજા; શ્રીકૃષ્ણ ભગવાન.
અલગ=જુદો; આઘે.
દેંય=દેહથી; કાયાથી; શરીરથી.
વર્ણું=વર્ણવું; વર્ણન કરું.

**સાર**—આત્મા એજ ભગવાનનુ સ્વરૂપ છે. તે ચેતન છે, સર્વ સ્થળે વ્યાપ્ત છે, પણ દેહ તેથી (આત્માથી) તદ્દન નિરાળો–જુદો છે. એટલે આત્મા ને દેહ બે એક વસ્તુ નથી પણ બંને ભિન્ન–જુદી જુદી છે. દેહરૂપી પાત્રમાં આત્મરૂપ વસ્તુ અદૃશ્ય છે.

**સમજુતી**—બાપુ સાહેબ કહે છે કે હું દેહ તથા આત્મા બે વચ્ચે શી સગાઇ છે તે (તમને) બતાવું છું તમે તેની સગાઇ

મનથી વિચારી ઘણું ઘણું સમજો. (૧)

જેમ સરોવરની અંદર કમળ ફૂલ ઊગે છે, ને હજારો પાંખડી તેની ખીલે છે અને (કમળ) (જોનારાને) જુદા જુદા રંગના પ્રકાર જણાય છે. તે (ફૂલના) સુંદર ઘણી જાતના રંગ જોવાથી લોકો ખુશી થાય છે ને કહે છે કે સગપણ સારું છે. ટેક (૨)

(સરોવર ને કમળ, તથા દેહ અને આત્મા બંને સરખાં છે) એટલે કમળને હાથી કરડી ખાવાથી સરોવરને જેમ દુઃખ લાગતું નથી, તેમ આ દેહને દુઃખ થવાથી આત્મને કાંઇ લાગતું નથી. સરોવરનો આશ્રય કમળ કરે છે, તેમ દેહને આશરે આત્મા રહે છે આમ સરોવર ને કમળ જેવું સગપણ, દેહ અને આત્મા સાથે છે.

માણસને સુંદર ચહેરો (રૂપ) શોભાવે છે. વળી સાર ગુણો જ્ઞાનથી (વિદ્યા ભણવાથી) શોભે છે. તે વિદ્યા-જ્ઞાન-ને ક્ષમા શોભાવે છે સરોવરે પોતાના ઉદરમાંથી ( પેટમાથી ) તેને ઉપજાવ્યું છે, અને સારી રીતે નાનું તથા મોટું બનાવ્યું છે તેવીજ રીતે પરમેશ્વરે પણ આપણને ઉપર મુજબજ પેદા કર્યા છે. તો તે પરમેશ્વર જેને સુવાડયું હશે તેને ઉઠાડશેજ, તથા વારેઘડીએ તેની સભાળ લેશે. જેમ હાથી આવીને ખીલેલા કમળનો નાશ કરે છે, તેમ મરણરૂપ (હાથી) કાળ આપણો નાશ કરશે આથી સગપણ ગણ્યું અને નહિ ગણ્યું હોત તો પણ સરખુંજ હતું. ટેક (૩)

જોનારાની આંખને જોવામાત્રથી (જોવાથી એકબીજાનું) સગપણ સમજાય છે. જેમ ઉના પાણીમાં માખ (પતંગીઆં) ઝપલાઇ પડીને મરણ પામે છે તો તેનું કોણ રડે છે. તેવુંજ રાનું આપણને આવે છે (ખોટું રડીએ છીએ કારણકે આત્મા મરતો નથી તો રડવું શામાટે

જોઇએ ?) ભાઇઓ, (ખરેખર) કમળ ને સરોવરના સગપણ જેવું સગપણ, આત્મા અને દેહ વચ્ચે છે. ટેક (૪)

જેમ જીવ (આત્મા) શરીરને ધારણ કરે છે (શરીરમાં રહે છે) તેથી તે સાથે સગાઇ છે. આપણને અજ્ઞાનતાથી જુદાઇ જણાતી નથી (અને સગાઇ છે, અને એક છે;) પણ જદુરાઇ રૂપી આત્મા-ભગવાન એ જુદો છે (દેહ તથા આત્મા બંને જુદા છે) એમ જાણો. આત્મા એ દેહ સાથે સબંધ વગર (સગાઇ વિના) તદ્દન જુદોજ વસી રહ્યો છે. તો હું મારી વાણીથી કેટલું વર્ણન કરૂં. ભાઇઓ, હું દેહ અને આત્માનું સગપણ બતાવું છું તે મનથી વિચારો (૫)

### પાઠ ૬૬ મો.

શોક શત્રુ=શોકનો દુશ્મન.

ભય ત્રાતા=બીકમાંથી રક્ષણ કરનાર.

પ્રીતિ વિશ્વાસપાત્ર=પ્રેમ અને ભરોસાનું ઠેકાણું (પ્રીતિ=પ્રેમ+ વિશ્વાસ=ભરોસો.+પાત્ર=ઠેકાણું)

રત્ન=કીમતી વસ્તુ

દિલાસો=ધીરજ.

શોક=દિલગીરી.

સ્વાર્થી=પોતાની મતલબ સાધનારા.

દિલોજાન=જીવ આપવાને પણ તૈયાર થાય એવા.

સહચાર=સોબત; મૈત્રી; દોસ્તી. (સહ =સાથે+ચર્ધાતુ=ફરવું) સાથે ફરનારા; મિત્ર.

ધેનુ=ગાય.

સુધિઓ=સારી બુદ્ધિવાળા; વિદ્વાનો (સુ=સારી; ધણી+ધી=બુદ્ધિ)

શમી જાય છે=નરમ પડે છે; શાંત થાય છે.

કુમકે=મદદમાં.

બાંય ઝાલનાર=દુઃખમાંથી ઉગારનાર.

ભીતરનો=મનનો; છુપી બાબતનો.

ખલ=લુચ્ચો.

યથાર્થ=ખરેખર; જેવું જોઇએ તેવીજ રીતનું. (યથા=જેમ+અર્થ =મતલબ)

ગાઢી=મજબુત.

સંતોની=સારા જ્ઞાની પુરુષોની; સારાં આચરણવાળાની.
પરિશિલન=વારેવારે વિચારી જવું તે; મનન.
ખુમી=આનંદ; મઝા.
નવો પ્રકાશ પડશે=નવું અજવાળું થશે; નવું જ્ઞાન મળશે.

**સવાલ**—મિત્ર કેટલા અક્ષરોનો શબ્દ છે? એનું મૂલ કોના જેટલું છે? મિત્ર શું શું કરે છે? મિત્ર એ શાનુ ઠેકાણું છે? સારો મિત્ર કોને કહેવો? સ્વાર્થી મિત્ર શું કરે છે? દિલોજાન મિત્ર શું કરે છે? મિત્રતા શામાં રહેલી છે? શા વડે મિત્રતા ટકે છે? મૃગ, વિદ્વાન, ગાય, અને મૂર્ખ એમનો દરેકનો મિત્ર અનુક્રમે કયો છે? દૂધ અને પાણીની મૈત્રી એ બંનેની સરખામણી કોની જોડે કરી છે? માણસને મિત્રની ગરજ સારનાર બીજી કઈ વસ્તુ છે? પુસ્તક પસંદ કરવામાં શાની જરૂર છે? કેવાં પુસ્તક પસંદ કરવાં, ને વાંચ્યા પછી પાછું શું કરવું?

### પાઠ ૬૭ મો.

ધારાળો=કોળીની એક જાત; (એ જાત પંચમહાલ, તથા ખેડા જિલ્લા તરફ લૂટફાટનું કામ કરે છે.)
ભોથડ=અણસમજુ; મૂર્ખ.
ખુલ્લા મનની=ખરેખરું કહી દેનારી; ભોળી.
જીવનગાળો=જીવવાનું સાધન.
માથાવટી=સાડીની અંદર ચોઢેલો લુગડાનો કકડો. (માથું+વટી પ્રત્યય=રાખનાર) કંકાવટી, નાણાવટી, વગેરે એવા શબ્દો છે.
સાથી=મિત્ર; સાથે ચાલનાર.
વેદિયો ઢોર=વેદ ભણેલો પણ બીજું વ્યાવહારિક જ્ઞાન ન જાણનારો.
ત્રાસ=જુલમ.
આક્રંદ=પુષ્કળ રડવું કકળવું તે.
કુનેહ=હિકમત; ચતુરાઈ; કામ કાઢી લેવાની કળા.

**સવાલ**—ખેડા તરફ કોણ કોણ, કેટલાં જણ જતાં હતાં?

તેમને કોણ મળ્યા? ભોળી સ્ત્રીએ વાતચીતમાં શું કહ્યું હતું? લુટારૂઓએ કોને લૂટી લીધી? લુટારૂને સ્ત્રી પાસે માથાવટીના પૈસા છે તે કોણે બતાવ્યા હતા? લુટારૂઓએ કેટલી રકમ બધા પાસે મળી માગી હતી? ગાડીમાંથી કોને ફેંકી દેવાની વાત કોણે કરી હતી? જે બાઇના રૂા. બચો ગયા તે બાઇએ રડી કકળી શું કર્યું? પાછળથી બાઇને કોણે ચિઠ્ઠી તથા પાકીટ આપ્યા? કયારે આપ્યાં, તેમાંશું હતું? આ પાઠનો સારાશરૂપ મુદ્દો શું છે? એ મુદ્દાથી કેટલા રૂપિઆ કોના બચ્યા? પેલા વૃધ્ધે કેમ પૈસાની મદદ તે બાઇને કરી?

### પાઠ ૬૮ મો.

માનુષી પ્રકૃતિ=મનુષ્યનો ગુણ.

દૈવી પ્રકૃતિ=દેવતાઇ ગુણ.

મહર્ષિ=મોટા ઋષિ. (મહા=મોટા+ઋષિ)એવા બીજાશબ્દો દેવ+ઋષિ=દેવર્ષિ; રાજ+ઋષિ=રાજર્ષિ

વર્જવા=છોડી દેવા.

નિગ્રહ=(નિ+ગ્રહધાતુ=પકડવું)=કબજે રાખવુ; મારવુ તે; સંયમ.

એકાગ્રતા=એકચિત્ત. (એકાગ્ર+તા)

હાંજા ગગડી જાય છે=હિંમત ચાલતી નથી; શક્તિ જતી રહે છે.

અગાધ=ઘણુ ઊંડું.

દિવ્ય=દેવતાઇ; (દિવ્ધાતુ=પ્રકાશવું +ય)

સહનશીલતા=સહન કરવાપણું; ખમી લેવાપણુ.

ખડ્ગ=હથિઆર. (સામાને મારવાનુ હથિઆર)

અક્ષરસઃ=અક્ષરે અક્ષર; તદન.

ઉદ્વેગ=દીલગીરી; શોક; ગભરાટ.

નિવારણ કરવાનો=મટાડવાનો.

ત્રાહિ ત્રાહિ=મને બચાવો મને બચાવો.

પરાસ્ત થઇ=હારી ગઇ.

વાળ પણ વાકો થયો નહિ=કાંઇ પણ ઇજા થઇ નહિ.

ફિલસુફ=તત્વજ્ઞાની

સવાલ—ક્ષમા એ કેવા પુરૂષનો શણગાર છે? ક્ષમા એ માનુષી

કે કેવી ગુણ છે? ઉત્તમ ગુણો કયા કયા છે. ક્ષમા કોનાપર વિજય મેળવે છે? ક્ષમા બતાવનાર માણસને કેવા કહેવામાં આવે છે? ક્ષમા એ ગુણથી શું શું ફાયદો થાય છે? એક સાધુ પુરુષે કઈ બાઈને ગભરામણવાળી જોઈ? શાથી જોઈ? સાધુએ તે બાઈને શું કહ્યું? લડકણી સ્ત્રીને કોણે કયા ગુણથી હરાવી? કબીરને માટે શું દંતકથા છે? કબીરની કથા તથા સોક્રેટીસના સંબંધમાં કઈ બાબત માલમ પડે છે? સોક્રેટીસ કયાંનો હતો? તેની સ્ત્રી બાબત શું કહેવાય છે? સોક્રેટીસે તે વઢકારી સ્ત્રીને શું કહેવાથી કેવી રીતે, કયા ગુણે વડે વશ કરી છે?

## પાઠ ૬૯ મો.

ધાર્ષ્ટ્ય=ધૃષ્ટતા; નિર્લજ્જતા. (ધૃષ્ટ +ય)

અનહદ=હદ વગરનું; ઘણું. (અન =નહિ+હદ=છેડો)=છેડા વગરનું.

સહાધ્યાયી=સાથે અભ્યાસ કરનાર. (સહ=સાથે+અધ્યય=ભણવું+ઇ= વાળો.)

પ્રત્યુત્તર=સામો જવાબ. (પ્રતિ= સામે+ઉત્તર=જવાબ.)

આબી=દંગ; તાજુબ.

નીતિ સ્ખલનથી=નીતિને છોડવાથી (નીતિ=ની ધાતુ = દોરવું + તિ; સ્ખલન=વહેવું. સ્ખલ્ ધાતુ=વહેવું +અન)

મંથનકાળ=મનુષ્યના મનને ઠેકાણે ન રાખનાર વખત; મનને ડોળી નાખનાર વખત. (મંથન=મંથ્ ધાતુ=વલોવવું + અન હલાવવું, ડોળવું)

નિરંકુશ=દાબ વગરનો; સ્વતંત્ર. (નિર=નહિ +અંકુશ=દાબ.)

કિશોરાવસ્થા=પંદર વરસની અંદરનો વખત; બાળપણ ને જુવાનીનો વચલો વખત.

શાસન=શિક્ષા; ઉપદેશ.

મદોન્મત=ગાંડા; તોફાની.

ગદ્ધાપચીસી=મનુષ્યનાં પહેલાં પચીસ

વષ જેમાં માણુસ ઉદ્ધત બની, કોઇને ગણકારતો નથી, ને ઇચ્છા મુજબ ચાલે છે તે.

નિયમન=ઉપદેશ; નિયમમાં રાખનાર.

સ્વેચ્છાચારી=પોતાની મરજી મુજબ ફરનાર. (સ્વ=પોતાની+ઇચ્છા+ચારી=ચાલનાર.)

ઉચ્છૃંખલ=તોફાની; ઉદ્ધત (ઉત્=બહાર+શૃંખલ=સાંકળ, શૃંખલા) =સાંકળ કાઢી નિયમમાંથી છટકી જનાર.

ખલેલ=અડચણ; રંજા.

હૃદયદ્રાવક=હૃદયને પીગળાવે તેવો; લાગણી દુઃખાય તેવો. (દ્રવ્‌ધાતુ =પીગળવું+અક=કરનાર) =દ્રાવક =ઓગાળનાર.)

અરજ ગુજારી=હકીકત કહી સંભળાવી.

નિષ્ઠુર=દયા વગરનું; કઠણ; નિર્દય.

દ્રવીભૂત=ઓગળી જાય; પલળે.

અઘોર=ઘોર; ભયાનક.

છાવરતી=ઢાંકતી; છૂપાવતી.

પદાર્થપાઠ=વસ્તુ સંબંધી પાઠ: પદાર્થ નજર આગળ રાખી તે વિષે પાઠ આપવો તે

**સવાલ**—ગોવિંદની માએ, પોતાના છોકરાને શું શીખામણ ન આપી? પ્રથમ ગોવિંદે શું ચોર્યું? પછીથી શું શું ચોરી લાવવા મંડ્યો? ગોવિંદની મા બીજી સ્ત્રીને પોતાના છોકરાના બાબતમાં શું કહેતી? જુવાની એ મનુષ્યને કેવો બનાવે છે? તેનું વર્તન તથા વિચાર કેવાં હોય છે? આ અવસ્થામાં પોતાને મળેલું શિક્ષણ, કે સત્સમાગમ, કે બુદ્ધિ એ બધાં ખપ લાગે છે, ત્યારે મનનું વલણ કેવી જાતનું બને છે? ગોવિંદે પછળથી ક્યાં ચોરી કરી તથા કોનું ખૂન કર્યું? ગોવિંદને શું સજા થઇ? સજાને સ્થળે બીજાં માણસો સાથે કઇ સ્ત્રી છાટીફાટ રડતી હતી? પોતાની મા સાથે બે મિનિટ વાતચિત કરવાની રજા મેળવી, તેમાં ગોવિંદે શું કર્યું? શા માટે પોતાની માનો કાન કરડી ખાધો? આ પાઠ કેવી વસ્તુનો પદાર્થપાઠ છે?

### પાઠ ૭૦ મો.

ગણના=ગણતરી; કિંમત.
ભાવધરી=પ્રેમ આણી.
તત્ખેવ=તરત જ.
શંકા=વહેમ.
અપરંમપાર=ઘણોજ.
દીનદાસ=ગરીબોનો પણ દાસ; અત્યંત ગરીબ.
દિદાર=હાલત; સ્થિતિ; શરીરનો દેખાવ.
નિર્વાણ=નક્કી.
પ્રમાણ=આધાર; પુરાવો.
ભ્રમ=ભ્રમણા; અજ્ઞાનપણું.
વાણ=વાણી; વચન.
પિંડમાં પ્રમાણ થાય=મારા પોતાના વિચાર સાચા જણાય.
કારજ=કામ.
રજ=જરાપણ.
દ્રઢતા=મજબૂતાઇ; મજબૂતપણું.
લાંઠીઆ=લુચ્ચા.
અજિતેંદ્રિય=જેણે પોતાની ઇંદ્રિઓને વશ રાખી નથી તેવા. (અ=નહિ+જિતેંદ્રિય=ઇંદ્રિયોને કબજે રાખનાર, જિત=જીતેલી, વશ રાખેલી+ઇંદ્રિય=શરીરના ભાગ જેનાથી જ્ઞાન મળે છે તે.)
નવ=નહિ.
કરાળ=ભયંકર; ઘણાંજ નઠારાં.
ભવોભવ=દરેક જન્મ. (ભવ+ભવ) ભવ=જન્મ.
કુલક્ષણ=નઠારી ટેવો. (કુ=નઠારો+લક્ષણ=સ્વભાવ, ટેવ.)
જુક્તિ જાળવી=બરાબર વિચાર કરીને.

**સમજુતી**—હે ગુરૂદેવ ગરીબ કોને કહેવો ? તથા તેની ગણતરી શામાં ગણવી, તથા ગરીબનું રૂપ કેવું હોય તે મને, મારા પર દયા લાવી સમજાવો. હે ગુરૂદેવ જેને બોલતાં મુખ ફીકાં પડે, એટલે જેની બોલતાં જીભ ઉપડતી નથી તે ગરીબ કહેવાય ? કે હિંમતવાળા કામમાં જે કામથી બીએ છે તેને ગરીબ તરતજ ગણાવો ? હે ગુરૂદેવ, મને આ બાબતમાં શંકા કેમ આણવા દો છો, (અર્થાત્

મારી શંકાનો નાશ કરો)—હે ગુરૂદેવ, ગરીબ કોને કહેવો તે સમજાવો. ૧.

કોઇ ક્રોધ કરી (ખીજવાઇ જઇ) બોલે; તો જે સામાના ખીજવાટથી દબાઇને બી જાય, તેને ગરીબ ગણવો, કે જેના મોઢાંનું તેજ ગરીબી દશા આવવાથી જતું રહ્યું તેને ગરીબ ગણવો. આમાં કાંઇ ભૂલ હોય તો તે (ગુરૂદેવ મને) જણાવો—કહો હે ગુરુદેવ ગરીબ કોને કહેવો..............સમજાવો. ૨.

જેને મોઢા ઉપર દુઃખના એકદમ સામટા ખાડા પડી જતા હોય તો તેને અમે ગરીબ ગણીએ છીએ. કારણકે તેને ઓળખવા માટે કાંઇ પ્રમાણ જોઇતું નથી. એવા શેરડા જેને પડે છે તેનેજ ગરીબ કહીએ છીએ. મને હજી એ બાબતમાં અજાણપણું સમજાય છે તે દૂર કરો—હે ગુરૂદેવ, ગરીબ કોને કહેવો......સમજાવો.—૩.

હું ઉપરનાને કંગાલ (ગરીબ) ગણું છું હે ગુરુ, એમાં મારી વાણી સત્ય છે. જો આ બાબતમાં તમે હા ભણો—મળતા થાઓ એટલે મારા મનમાં સાચી વાત ઠરે. દાસ ધીરો કહે છે કે, મને ગરીબ માણસની જાત ભેદ વગેરે બતાવો. હે ગુરૂદેવ...સમજાવો-૪.

ગુરદેવ, ભક્ત ધીરાને (શિષ્યને) તેના પ્રશ્નનો ઉત્તર હવે આપે છે કે) તેં જે જે મનમાં ગરીબ માટે વિચાર્યું તે કોઇપણ ગરીબ નથી. જેનું નામ ગરીબદાસ હોય તો જાણવું કે તેનું નામ પાડવામાં તેની ફોઇએ ભૂલ કરી છે ( નામ ગરીબદાસ હોય તે તો પૈસાદાર નીવડે છે )—

જે ગરીબદાસ જેવા દેખાય છે, અને જેના મોઢાપર શેરડા પડે છે, તે તો બધો, જેનો છેડો નહિ આવે, એવા કાવતરાંખોર

જણાય છે. માટે તે ગરીબ નથી. તેં જો પાકો વિચાર ગરીબ માટે નક્કી કર્યો હોય તો તે વિચાર તજી દે. તેં જે મનમાં ગરીબ વિષે ધાર્યું છે તે કોઇ ગરીબ નથી—૧

જોતાં ગરીબ જણાય છે, પણ તેનાં લક્ષણ લુચ્ચાથી ઘણાં વધે છે, ને જેટલા બહારથી લુચ્ચા તેટલાજ અંદરથી લુચ્ચા એવા નક્કી જાણવા. હવે કોણ ગરીબ ગણાય છે તે સારી રીતે જાણી (પરીક્ષા કરી) સમજવું. પછી ગરીબ છે કે નહિ તે નક્કી કરવું—તેં જે મનમાં ગરીબ વિષે ધાર્યું છે, તે કોઇ ગરીબ નથી.—૨

જેણે પોતાની ઇન્દ્રિયોને પોતાને કબજે રાખી નથી તેને તમો ગરીબમાં ગરીબ (તદ્દન ગરીબ) માનો. બીજા કોઇને ગરીબ માનો નહિ બીજા બધા ઘણાંજ નઠારાં કર્મ કરે છે. જ્યારે તેનાં નઠારાં કામો (લક્ષણો) બહાર પડે છે, ત્યારેજ તેમાંના કોઇએક વખતે સુધરી જાય છે. તેં જે ગરીબ વિષે વિચાર્યું છે, તે કોઇ ગરીબ નથી—૩

જેણે ઈંદ્રિયો વશ કરી નથી તેવા માણસો તો ગરીબજ રહેવાના અને દરેકે દરેક જન્મ તે તો નક્કી ગરીબજ રહેવાના. એવા (અજીતેંદ્રય) તે કોઇ દિવસ સુધરવાના નહિ. મેં કંગાલનો છેડો (ઘણાજ ગરીબ કોને કહેવા તે બાબતનો છેડો) બનાવ્યો છે. હે ધીરા, તું વિચાર કરીને ગરીબનો ભેદ મનમાં હવે સમજી લે. તેં જે મનમાં ગરીબ વિષે ધાર્યું છે, તે કોઇ ગરીબ નથી—૪

**પાઠ ૭૧.**

નૌકાધિપતિ=(નૌકા=વહાણ+અધિપતિ=ઉપરિ)=વહાણનો ઉપરિ.
અદ્વિતીય=બીજું એવું નહિ હોય તેવું; જેની કોઇ બરાબરી કરી ન શકે એવું; અપ્રતિમ (અ=નહિ; દ્વિતીય=બીજું)
પ્રોત્સાહન=ઉત્તેજન; (પ્ર=વધારે

+ઉત્સાહ=ઉમંગ+અન)

ત્વરિત=ઘણીજ ઝડપવાળો.; ઉતાવળથી વહેતો. (ત્વરા=ઝડપ; ઉતાવળ+ ઇત=વાળો)

કેપ્તાન=વહાણનો મુખ્ય ઉપરિ.

ચિત્તાકર્ષક=( ચિત્ત=મન+આકર્ષક =ખેંચનાર )=મનને ખેંચનાર; મનોહર.

નિર્ણીત=નક્કી; નિશ્ચિત.

દૂર્બીન=(ફા) (દૂર=આઘે+બીન= જોવું.) આઘેની વસ્તુને પાસે દેખાડનાર યંત્ર.

ઝરો=ઝરતા પાણીનો વહેળો.

યશસ્વી=કીર્તિવાળી; યશ લાવે એવી. (યશસ=જશ;યશ+વીન્ પ્રત્યય =વાળો)

નિશ્ચલ=દૃઢ; અડગ

**સવાલ**—નેલ્સન વિષે શું જાણો છો ? નેલ્સનને રીંછ વિષેનું શું વર્ણન પાઠમાં દર્શાવ્યું છે ? નેલ્સને કીર્તિ શાથી મેળવી ? એનામાં કયા અડગ ગુણો હતા ?

## પાઠ ૭૨.

પુખ્ત=પાકી; મોટી.

સ્વતંત્ર=કોઇને તાબે નહિ તેવી.

સ્વાનુભવ=પોતાનો અનુભવ (સ્વ= પોતે+અનુભવ=જાત માહીતી )

સમભાવ=પોતાને સુખ દુઃખ થાય ને જેવું લાગે તેવુંજ બીજાને લાગશે એવી લાગણી. (સમ= સરખું+ભાવ=પ્રીતિ; વહાલ)

મોજૂદ=નજર આગળ; હાજર.

વેસ્ટઇંડીઝ=અમેરિકાના મધ્ય ભાગે આવેલા અમેરિકાના બેટ. (વેસ્ટ =પશ્ચિમ+ઈંડીઝ=હિંદુસ્તાનના) હિંદુસ્તાનની પશ્ચિમના

અનાદર=નહિ માન આપવું તે. ( અન=નહિ+આદર=માન )=માન નહિ આપવું તે.

બરતરફ કરવો=કાઢી મૂકવો; રજા આપવી.

ધ્યેય=છેલ્લો ઉદ્દેશ. નક્કી કરી રાખેલો છેલ્લો વિચાર.

**સવાલ**—નેલ્સને પોતાના હાથ નીચેના માણસને કેવી પદવી

આપી હતી ? શા કારણથી ! નેલ્સન પોતાના ઉપરિ અધિકારી તરફ કેવી રીતે વર્ત્યો ? નેલ્સનમાં કયો મુખ્ય સદ્દગુણ હતો ? નેલ્સનની વિરુદ્ધ કોણે દાવો માંડ્યો ? કેટલા રૂપીઆનો ? શા કારણથી ! પરિણામ શું આવ્યું !

### પાઠ ૭૩.

વિજયના અંકમાં=જીતના ખોળામાં.
સંયુક્ત=ભેગું; જોડાયલું; એકઠું.
ક્ષુલ્લક=નકામું; નીચું.
પ્રાણઘાતક=જીવને નુકસાન કરનારી.
સૈનિકો=લડનારા સિપાઇઓ.
દેશ દાઝ=દેશ તરફની લાગણી; દેશને માટે પ્રેમ.
દુઃખદ=દુઃખ આપનારી. (દુઃખ+દા ધાતુનું ટુંકુ રૂપ દ=આપનાર)
સુખદા=સુખદ; (સુખ આપનાર)
નર્મદા=નર્મદ; (સુખ આપનાર)
અભિનંદન=શાબાશી. (અભિ=તરફ +નંદ્ ધાતુ=ખૂશ થવું+અન=કરનાર)
અવસાન=મોત; મરણ.

બોધ—ગમે તેવું દુઃખ આવી પડે, અગર મોતનો પ્રસંગ આવે તોપણ પોતાની ફરજ બનાવવીજ.

સવાલ—નેલ્સનનું મરણ ક્યારે, ક્યાં, કેવી રીતે, ને શા કારણથી થયું ? નેલ્સનને કઇ ઉંડી લાગણી થઇ આવી ! એ લાગણી કોના તરફની હતી ! નેલ્સને મરતાં મરતાં કયા શબ્દો ઉચ્ચાર્યા હતા ! તથા લડાઇ શરૂ થઇ ત્યારે સૈનિકોને કેવા ઉત્સાહદર્શક શબ્દો કહ્યા હતા ! લડાઇમાં વિજય કોને મળ્યો !

### પાઠ ૭૪.

મર્દ બની જા=શૂરવાળું થા; જોરાવર થા; મજબુત બન.
નૂર=મુખનો પ્રકાશ; મોંઢાનું તેજ.
તક=મળી આવેલો વખત.
દુધ દોહવું=ઉદ્યમ કરવો.
અવર=બીજું.
સ્વતઃસિદ્ધ=પોતાની મેળેજ ફળ

થાય તેવું; ઉદ્યમથી આપોઆપજ રસ્તો સુઝશે એવું.
કોહવું=કોહવાણની માફક પડ્યા રહેવું; બગડી જવું.
ધોવું=કાઢી નાખવું.
ભાવિ=ભવિષ્ય.
મોહોવું=મોહી પડવું; ફુલાઇ જવું.
સોહવું=શોભવું.
લોહોવું=લૂછવું.
પ્રોવું=પરોવવું; ઘાલવું.
બેઉ બાજુ=બંને તરફના પાસાં કપટ, ને સત્યરૂપી બે બાજુ અથવા દુર્ગુણ ને સદ્ગુણરૂપ બે બાજુ.

**સમજુતી**—હે મન, તું વારંવાર રડવાનું છોડી દઇ હવે મજબૂત થા, જો સાચું-ખરૂં સુખ જોઇતું હોય તો તારી વારેવારે રડવાની જે ટેવ છે તે મૂકીદે—હે, મન હવે તું મજબૂત થા, (ટેક)

રડવું એ તો બાયલી (નબળી) રીત છે. એ તો મોઢાનું તેજ ખોવાની રીત છે. વારેવારે રોવું એ તો પાણી વલોવવા જેવું નકામું છે. રડતા મનને કવિ શીખામણ દે છે કે તારે પાણી વલોવવું નહિ (નિરર્થક કામ કરવું નહિ) કારણકે રડવામાં કાંઇ પણ સાર નીકળનો નથી હે મન, તું હવે મજબૂત થા ૧

લાગ-(મળેલા વખત) ને અનુસરી (મળતા થઇને) પોતાનીજ હિંમતથી ખરી વસ્તુ મેળવવી ઉદ્યમ કરવો (આળસુ થવું નહિ) એથી બીજું મજબૂત બનાવનાર (પુષ્ટિકારક) બીજું કાંઇ નથી અને પોતાની જાતપર આધાર રાખી ઉદ્યમ કરવો. હે મન, તું મજબૂત બની જા. ૨

બીજાપર કોઇ પણ વખત આશા રાખવી નહિ, કે જેથી તારે બેસી રહેવું પડે નહિ, (અને કામ બગડે નહિ); જો કોઇ વખત થોડું પણ નિરાશ થવાનું આવે તો તે મનમાંથી હસીને-(રાજીખૂશીથી) કાઢી નાખવું-હે મન તું હવે મજબૂત બની જા, ૩

હંમેશાં આનંદમાંજ રહેવું, અને ભવિષ્યમાં બનનાર બનાવને (અથવા નસીબને) વખોડવું નહિ. સુખ અને દુઃખમાં એક સરખા રહેવું, દુઃખથી રોવું પણ નહિ. અને સુખથી અત્યંત હરખાઇ જવું નહિ (ફુલાઇ ન જવું). હે મન, તું હવે મજબૂત થા. (૪)

દુનિયાની બે (ધોળી તથા કાળી) બાજુઓ પોતાની જાતથી તપાસી જોવી; અર્થાત્ સત્ય, તથા કપટપણાનો જાતે અનુભવ લઇ જોવો, પછી કાળી બાજુ (દુર્ગુણ, કે અસત્ય) જે હોય તે છોડી દઇને, ઉજળી બાજુ (સત્ય)માંજ શોભવું. (સત્યજ શોભાવે છે એમ જાણવું) હે મન, તું હવે મજબૂત થા. (૫)

ફરીથી (એકે વાર) કાળાશ (કપટ કે દુર્ગુણ) શરીરમાં જરા પણ વળગે નહિ, એવી રીતે તેને શરીરમાંથી લૂછી કાઢવા. (શરીરમાંથી કાઢી મૂકવા) અર્થાત્ મનને ડાઘા વિનાનું-નિર્મળ-બનાવવું. પછી જય મળે એવું અમુક ઉજળું નાકું હોય તેમાંજ મનને પરોવવું. અર્થાત્ સદ્‌ગુણરૂપી ઉજળા કાર્યમાંજ મનને રોકયું રાખવું, હે મન, તું હવે મજબૂત થા. (૬)

### પાઠ ૭૫.

મદોત્કટ=મદથી ઉન્મત; અવિચારી. (મદ્+ઉત્કટ) મદ=અભિમાન.
ઉત્કટ=ઉન્મત; અહંકારી.
અભયદાન=જીવતો રહેવા દેવાનું આપેલું વચન. (અભય=ભય વગરનું+દાન=આપવું તે.)
દુર્બળતા=નબળાઇ. (દુર=ઓછું+બળ-જોર+તા=પણું)
વ્યગ્ર બન્યા=ગભરાયા. (વ્યગ્ર = ગભરાટ)
પરિક્ષીણ=છેકજ સુકાએલો (પરિ=આસપાસ+ક્ષીણ = કરમાતું તે; સૂકાતું તે)
ક્ષુધાર્ત=ભૂખથી દુઃખી થએલો. (ક્ષુધા=ભૂખ+આર્ત=પીડાએલો)

નિજ=પોતાના.
અંડ=ઈંડાં.
ભૂખાળ=ઘણોજ ભૂખ્યો.
ઉપસ્થિત=પ્રાપ્ત.
સુવર્ણ=સોનું.
શરણાગત=આશરે આવેલો; તાબે-
દાર. (શરણ=તાબે + આગત =
આવેલો.)
સ્વાપણ=પોતાનેજ આપવું તે.
(સ્વ=પોતે+અર્પ્ધાતુ = આપવું+
અન)
પ્રપંચ=કપટ ભરેલી યુકિત.
ઉચિત=યોગ્ય.
ખલોક્તિ=લુચ્ચા માણસોની બોલી.
(ખળ=લુચ્ચો+ઉકિત=વચન; બોલ

**સારાંશ**—ખરેખર લુચ્ચા માણસોનાં લુચાઇવાળાં વચનોથી ) પણ સારા માણસોની બુદ્ધિ પણ ફરી જાઇ-લુચ્ચા જેવી બને છે જેમ કાગડો, વાઘ, ને શિઆળ એ ત્રણ સિંહના મિત્રોથી ચિત્રકર્ણ નામનું ઊંટ મરી ગયું તેવીજ રીતે લુચ્ચાઓના વચન પર વધારે વિશ્વાસ રાખવો નહિ.

**સવાલ**—સિંહના કયા ત્રણ મિત્રો હત ? એ ત્રણ મિત્રોથી ચિત્રકર્ણ કેવી રીતે મરણ પામ્યું તે કહો. પાઠની મતલબ શું છે ?

## પાઠ ૭૬.

ચાવંગી=ઘણીજ સુંદર; રૂપાળી
(ચારૂ=સુંદર+અંગ=અવયવ+ઇ=
વાળી)=સુંદર અવયવવાળી.
ભાવ=વિચાર
કુદષ્ટિ=નઠારી નજર. (કુ=નઠારી
+દષ્ટિ=નજર.
ખે=ટેવ; ખરાબ ટેવ.
પાશ=જાળ; યુકિત
પરાણે=જેમ તેમ કરીને.
પોષણ=ગુજરાન. (પુષ્ધાતુ=પોષવું;
રક્ષણ કરવું+અન)

**સવાલ**—ઘાંચીની સ્ત્રીથી કોણ મોહ પામ્યું હતું ? દરજીને ફસાવવા ઘાંચણે શી શી યુક્તિઓ કરી હતી ? દરજીની સ્થિતિ કેવી હતી ? ઘાંચણે દરજીની કઇ કુટેવ ભૂલાવવાને પ્રયત્ન કર્યો ?

### પાઠ ૭૭.

તાલ બગડશે=ગમ્મત જતી રહેશે; મઝા નહિ પડશે.

દાનત=ખરાબ ટેવ.

ઉન્માર્ગ=અવળો રસ્તો.

ધાટ ઘડવા=સજા કરવા; ખો ભૂલાવવા.

પ્રહાર=માર.

અધમૂવો=અર્ધો મરેલો.

હાથનાં કર્યાં હૈયે વાગે=કરે તેવું ભોગવે; ભુંડા કર ભુંડા હોયમાં.

જન્મારામાં=જિંદગીમાં; જીવતાં સુધીના વખતમાં.

સવાલ—દરજીને ધાંચણે તથા ધાંચીએ શું શું સીવવા આપ્યું? દરજીને કઇ યુક્તિમાં ફસાવી શું કામ કરાવી લીધું? આ યુક્તિ કરવાની શું મતલબ હતી? કેવા કામની નઠારી શિક્ષા મળે છે?

સાર—(૧) કોઇએ પણ પર સ્ત્રી તરફનો વિચાર કરવો નહિ. (૨)નઠારી ઇચ્છાનું ફળ નઠારૂંજ મળે છે માટે સારી વાતનોજ વિચાર કરવો.

### પાઠ ૭૮.

શીળ=સ્વભાવ.

માર્જાર=બિલાડો.

જીવનયાત્રા ચાલતી=જીંદગી નભતી.

સંમુખ=સામે; રૂબરૂ. (સ=સાથે+મુખ)

ગૃધકૂટ=જેના શિખરે ગીધો રહે છે એવો પર્વત. (ગૃધ=ગીધ+કૂટ=શિખર)

અત્ર પ્રાપ્ત થાય છે=અહીઆ મળી આવે છે. (અત્ર=અહીંઆં; પ્રાપ્ત થવું=મળવું.)

વધ્ય=શિકાર; વધ કરવા યોગ્ય. (વધ્ધાતુ=શિકાર કરવો+ય=યોગ્ય)

હન્ય=હણવા યોગ્ય. (હન્ધાતુ=મારવું+ય=યોગ્ય)

પૂજ્ય=પૂજવા યોગ્ય. (પૂજ્ધાતુ=પૂજવુ+ય=યોગ્ય; લાયક)

ચાંદ્રાયણવ્રત=ચંદ્રમાનું એક વ્રત છે. ચંદ્રમા પુનેમને દિવસે પૂર્ણ ગોળ હોય છે ત્યારે પંદર કોળીઆ ખાવું. પછી જેમ ચંદ્રમાની

કળા રોજ ઘટતી જાય છે તેમ તેમ રોજ એકેક કોળીઓ ઘટાડવો. અમાસે ઉપવાસ કરવો અને શુદ પડવાને દિવસે એક કોળીઓ ખાવો, એમ પુનેમ સુધી એકેક વધારતા જવું એવું વ્રત.

પરાવણુ=રોકાયલા; તલ્લીન.

વંદનીય=નમન કરવા લાયક; પૂજ્ય. (વંદ્ ધાતુ=નમવું+અનીય પ્રત્યય =યોગ્ય.)

શત્રુએ=શત્રુને પણ.

આતિથ્યે=મેમાન તરીકે આવેલાને. (અતિથિ+ય=યોગ્ય.)

આતિથ્ય=મેમાનગીરી; સેવા.

ભૂમિને ને કાનને સ્પર્શ કર્યો=સમ ખાવાની રીત.

કોટર=બખોલ.

નિશ્ચિત કરી=નક્કી કરી.

સંમાન=( સં=સારૂં+માન)=પુષ્કળ માન.

જેનાં કુળ તથા સ્વભાવ, ગુણ વગેરે આપણે જાણતાં નથી, તો તેવાને આપણે વાસો–રહેઠાણ આપવું નહિ. જેમ બિલાડાના વાંકે જરદ્ગવ નામનું ગીધ પક્ષી મરી ગયું, તેમ અજાણ્યાનો ભરોસો કરવો નહિ.

સવાલ—જરદ્ગવ પક્ષી કયાં રહેતું ? એ ગીધને કોણે ને કેવી રીતે માર્યું ? કયા અજાણ્યાને ગીધે વાસો કરવા દીધો ? તેથી તેનું અંતે શું થયું ?

પાઠ ૭૬.

મહત્તા=મોટાઈ. (મહત્=મોટું+તા =પણું.)

સિદ્ધ=જેની પાસે સિદ્ધિ હોય તે પુરૂષ; યોગી.

નિષ્કલંકી=દોષ વગરની.(નિષ્=નહિ +કલંક=દોષ; લાંછન+ઇ=વાળી.)

નરવર=શ્રેષ્ઠ પુરૂષ. (નર=માણસ+ વર=શ્રેષ્ઠ; મોટા=માણસોમાં શ્રેષ્ઠ.

વ્યગ્ર=ઉત્સુક; આતુર.

ગીર્વાણ ભાષા=દેવની ભાષા; સુર ભાષા. (ગિર્વાણ=દેવ+ભાષા=બોલી)

ગૂઢ=અઘરી; સહેલાઇથી સમજી શકાય નહિ તેવી.
ઇશ્વરશા=ઇશ્વર જેવા.
વદ્યા=બોલ્યા.
ઉમર=ઉંબરો.
ગોદ=ખોળો.
સૂત=છોકરો. (સુત ઉપરથી)
કોમળતા=કોમળપણું; નાજુકાઇ.
મધુ=મધ.
સુધા=અમૃત.
મિષ્ટપણે=મીઠું; ગળ્યું.
અમલતા=ચોકખાઇ. (અ=નહિ+મલ=મેલ+તા=પણું)
મોટેરું=મોટું.
નવરસ=કવિતાના આનંદ ઉપજાવનારા નવ રસ છે. શૃંગાર, હાસ્ય, કરૂણ, રૌદ્ર, વીર, બિભત્સ, ભય, અદ્‌ભુત, શાંત.
ખોટા ગુણ ગાય છે=હલકી છે એમ કહે છે.
કર્ડકણાપણું=કઠોરતા; કાનને પ્રિય ન લાગે તેવું.
ખત્તા=ઠોકર.
ગુર્જર ગીરા=ગુજરાતી બોલી (ગુર્જર=ગુજરાત+ગીરા=વાણી; બોલી.)
તુલ્ય=જેવી; સમાન; બરાબર.
ક્ષિતિ=પૃથ્વી; દુનિયા.
સર્વગુણસંપન્ન=બધા ગુણોથી ભરપુર.
ઉચ્ચાર=બોલ.
ટળ્યો=મટયો.
બાળશો=બાળક જેવો.
ટળ્યો નાના બાળશો=નાના બાળક જેવો હું અજ્ઞાન હતો, તે મટી જઇ સમજણવાળો થયો.

**સમજુતી**—પ્રેમાનંદના પુત્ર વલ્લભને, કઇ ભાષા સર્વથી સારી (શ્રેષ્ઠ) છે તે સમજાતું નથી તેથી કોઇ સિદ્ધ (સંત)ને મળે છે ને પૂછે છે.

આખી પૃથ્વીમાં ઘણા પ્રખ્યાત એવા તમે (સિદ્ધ) મને મળ્યા છો, તેમને પ્રણામ કરી મેં પૂછયું, ત્યારેજ મને ગમ્યુ. હે શ્રેષ્ઠ પુરૂષ, કોઇ ખામી વગરની ભાષા મને બતાવો, કે હું તે ભાષાનો પૂજારી

થવા ઘણો આતુર છું. હું જે જે ભાષા જોઉં છું તે બધામાં મને ખામી લાગે છે અને સંસ્કૃત ભાષાજ મને શુદ્ધ-ખામી વગરની લાગે છે. સંસ્કૃતમાં સુધારો કરવાનું મને જણાતું નથી તે સંપૂર્ણ છે. અને મારી બુદ્ધિ તો મૂઢ જેવી છે. તદ્દન સંસ્કૃત જેવી સંપૂર્ણ નહિ હોય, પણ તેનાથી સહેજ ઉતરતી હોય એવી ભાષાની ગૂઢ ગતિ કેવી છે તે મને કહો. (૧)

ઇશ્વર જેવા, મોટા યોગી, તરતજ બોલી બોલ્યા, કે અલ્યા (વલ્લભ) તારી જાત કઇ છે એમ સિધ્ધે કહ્યું; મેં કહ્યું કે હું ગુજરાતી છું, ને ગુજરાતની શું, શાં વાળી બોલી બોલનારો છું મારે ચોકખી ભાષા કોની છે તે જોવી છે. એમણે કિંમત કરી કહ્યું (અજ્ઞાન છે એવી કિંમત કરી કહ્યું) કે તું ઉમરાને મૂકીને ડુંગરાને પૂજનારો કેમ છે? જેમ ખોળામાનો છોકરો ભૂલી જઇને ગામમાં શોધવા નીકળે છે તેવા માણસના જેવો તું છે. તારી ગુજરાતી ભાષાજ તેવી (ઉત્તમ) છે તેં નક્કી હજી જાણ્યું નથી; માટે ફરી ફરી વિચારી જો. (તો જણાશે કે) બીજી બધી ભાષા એના કરતાં ગુણમાં ઉતરતી છે. (૨)

કમળથી પણ વિશેષ નાજુકપણું એમા (ગુજરાતીમાં) છે, અને ગુજરાતીની મિઠાશ આગળ મધ, અમૃત વગેરે પણ મિઠાશમાં હારી જાય છે, (ઉતરતા છે),એના જેવી ચોકખાઇ બીજી કોઇ ભાષામાં નથી, તેમજ એના જેવી જુની બીજી કોઇ નથી. તેથી મોટાઇવાળી ગણાય છે. વળી એની કવિતા નવ રસથી ભરપુર નાયકા છે, તથા સુખ આપનારી (ગુજરાતી ભાષા છે) એમ સિધ્ધે કહ્યું. જે એને બરાબર જાણતા નથી તેવાજ ગુજરાતી એને ખોટી(હલકી) ગણે છે વળી એનામાં કઠોરપણું જરા પણ નથી વળી જેણે ગુજરાતીના વીરરસના ગ્રંથો

જોયા નથી તેવાએજ ખત્તા (ઠોકરો) ખાધી છે, અને ભૂલ ખાઇ કહે છે કે ગુજરાતીમાં વીરરસના ગ્રંથ નથી. (૩)

પોતેજ પોતાનાં વખાણ કરવાં એમાં માલ શો છે ? (પોતે પોતાનાં વખાણ કરવાં એ ખોટાં છે.) ગુજરાતી ભાષાની બરોબરી કરે એવી કોઇ બીજી ભાષા પૃથ્વીમાં નથી; વળી તે બધા ગુણોથી ભરપુર છે, વળી તેનો ઉચ્ચાર પણ કેવો રસાળ (આનંદદાયક, ફળ વાળો) છે ? આવું સમજાવીને (સમજણ આપીને) તે સિદ્ધ પુરુષે મને સારે રસ્તે વાળ્યો છે. પછી ગુજરાતી ભાષાને અનુભવે તે બધું ખરૂં લાગ્યું, હું જે નાના બાળકના જેવો અજ્ઞાન હતો તે સિદ્ધ પુરુષના સમાગમથી (ઉપદેશથી) સમજણો થયો. (ને સંદેહ ટળ્યો) (૪)

### પાઠ ૮૦.

પ્રતિભા=અપૂર્વ બુદ્ધિ; અપાર બુદ્ધિ; વિશેષ જ્ઞાન.
અપૂર્વ બુદ્ધિ=પહેલાં નહિ જોવામાં આવેલી હોય તેવી બુદ્ધિ.
પ્રજ્ઞા=બુદ્ધિ. (પ્ર=વિશેષ+જ્ઞાધાતુ=જાણવું) વિશેષ જાણવાપણું.
વિરોધ=અણબનાવ. (વિ+રુધ્ધાતુ=અટકવું)
ગૌરવ=મોટાઇ.
બુઠી બુદ્ધિવાળા=બુદ્ધિ વગરના.
ગદ્ધાવૈતરૂં=ઘણુંજ કામ; ગધેડાની માફક હદ ઉપરાંત સમજણ વગર કામ કરવું તે.
પ્રભાવ=શક્તિ; બળ.
તિલાંજલિ=છોડી દેવું તે.
આગીઆ=રાત્રે અજવાળું આપે તેવું પ્રકાશિત જીવડું.
અલબત્ત=નક્કી; ખરેખર.
વિકાસ=ફેલાવો; પ્રચાર.
સતત્=હંમેશાં.
સ્વર્ગસ્થ=મરણ પામેલા. (સ્વર્ગ+સ્થાધાતુ=(સ્થ)=રહેવું.)
અથાક=ઘણોજ. (અ=નહિ+થાક=મહેનતને લીધે શરીર ભારે થવું.)
પ્રાપ્ત થાય છે=મળે છે.

શંકા=વહેમ.

પરિશ્રમશીલજ=વિશેષ મહેનતુ. (પરિશ્રમ = મહેનત+શીલ=ગુણ; સ્વભાવ)=મહેનત એજ જેનો સ્વભાવ છે તે.

પુનર્મનન=ફરી ફરીને એકની એક બાબત ઉપર વિચાર કરવો તે.

વિસ્મિત=નવાઇ; અચંબો.

પ્રવૃત્તિ=કામ કરવાની ટેવ; કામપર મંડ્યા રહેવાની ટેવ.

**સવાલ**—અપૂર્વ બુદ્ધિવાળા માણસોમાંના પ્રખ્યાત માણસો ગણાવો. અપૂર્વ બુદ્ધિવાળા થવાને કયા મુખ્ય ગુણોની જરૂર છે? અપૂર્વ બુદ્ધિ શાથી મેળવાય છે? અપૂર્વ બુદ્ધિમાં અગત્યનું તત્વ કયું છે? મુંબાઇમાં મહારાણીનું બાવલું કોણે સાફ કર્યું? તેઓ અપૂર્વ બુદ્ધિ માટે શું કહે છે?

**સાર**—બુદ્ધિવાળા પુરુષે પણ ઉદ્યમ કર્યા વગર બેસી રહેવું નહિ, નહિતો ઓછી બુદ્ધિવાળા મહેનત કરી, બુદ્ધિવાળાની આગળ જશે. અદ્દ્ભુત કાર્યો હમેશાં ઉદ્યોગ અને ખંતથીજ કરી શકાય છે.

## પાઠ ૮૧

પરાપૂર્વથી=ઘણા જુના વખતથી.

દૃઢ=મજબૂત; અચળ; ઘણોજ જુનો.

ભગીરથ પ્રયત્ન=બહુ પ્રયત્ન; ઘણીજ મહેનતવાળું કામ. ભગીરથ રાજાએ ગંગા નદીને પૃથ્વી પર આણતાં ઘણીજ મહેનત અને તપ કરીને તથા શિવની સ્તુતિ કરી તેમને પ્રસન્ન કર્યા, તેમણે ગંગાનો એકદમ વહેતો ધોધ પોતાની જટામાં ધારણ કર્યો, અને જહ્નુ ઋષિએ પાછળથી તે ગંગાને પોતાની જાંઘ ચીરીને તેનો પ્રવાહ આગળ વહેવા દીધો. આવી ઘણીજ મહેનતથી ગંગા પૃથ્વીપર આવી એવાજ પ્રયત્નવાળું કોઇ કામ થાય તે ભગીરથ પ્રયત્નવાળું કામ કહેવાય.

પ્રવીણ=હોશિઆર.
પ્રવર્તાવ્યો=ફેલાવ્યો.
મેદની=ટોળું.
અનુયાયીઓ=સેવકો; મૂળ પુરુષના સિદ્ધાંતને અનુસરીનેજ તે પ્રમાણે વર્તનારા. (અનુ=પાછળ +યા ધાતુ=જવું+ઈ)=અનુયાયી.
પારંગત=પસાર થએલા; પૂર્ણ.
ગૌરવ=મોટાઇ; મહત્તા. (ગુરુ=મોટું +અ).
પ્રતિષ્ઠા=આબરૂ; કીર્તિ.
વિજય=ફતેહ; જીત.
અભિનંદન=વંદન; નમન; શાબાશી આપવી તે.
દ્વેષ=અદેખાઇ; ખારીલાપણું.
પ્રત્યક્ષ દર્શન=નજરે જોયેલું દર્શન; ખરું ઓળખાણ.
બલવત્તમ=વિશેષ બળવાન; ઘણું જ જોરાવર.

**સવાલ**—ગેલેલીયોએ કોણ હતો? તેનો જન્મ કયાં થયો હતો? તેણે કયો સિદ્ધાંત સ્થાપિત કર્યો? એરિસ્ટોટલ કોણ હતો? અને તેનો શું સિદ્ધાંત પદાર્થની ગતિ વિશે હતો?

### પાઠ ૮૨.

પ્રતિબળ=સામેનું બળ. (પ્રતિ=સામે)
સૂક્ષ્મ=ઝીણું; બારીક.
નિરીક્ષણ=ધારી ધારીને જોવું તે; અવલોકન. (નિર્+ઈક્ષ્ધાતુ=જોવું +અન)
ઝોલ્લો=હીંચકો.
ગ્રહ=સૂર્યની આસપાસ ફરનારા આકાશી અદ્ધર ગોળા. (પૃથ્વી પણ એક ગ્રહ છે બુધ, શુક્ર, પૃથ્વી, મંગળ. બૃહસ્પતિ, શનિ, યુરેનસ, અને નેપ્ચુન એ આઠ મુખ્ય મોટા ગ્રહો છે)
ઉપગ્રહ=મુખ્ય ગ્રહની આસપાસ ફરનારો. નાનો ગ્રહ-ચંદ્ર. (ઉપ +નાનો+ગ્રહ.)

**સવાલ**—ગેલેલીઓએ કયું યંત્ર બનાવ્યું? એ યંત્રની મદદથી તેણે ક્યા કયા ગ્રહો શોધી કાઢયા? ગુરુ, તથા પૃથ્વીને કેટલા ઉપગ્રહો છે? દૂરબીનથી જોતાં ગ્રહોને ઉપગ્રહ, વગેરે દેખાય છે છતાં તે વાત

લોકો સ્વીકારતા નથી આનું કારણ શું જોવામાં આવે છે ? સત્
વસ્તુ ક્યારે માલમ પડે ?

### પાઠ ૮૩.

ખગોળવેત્તા=આકાશી પદાર્થોની ગતિ; સ્થિતિ, આકાર વગેરેના જાણકાર, (ખ=આકાશ+ગોળ+વેત્ત=જાણનાર)

પ્રતિપાદન કર્યું=સિદ્ધ કર્યું.

હસ્ત લિખિત=હાથથી લખેલાં. (હસ્ત = હાથ+લિખિત=લખેલાં લિખ્ધાતુ=લખવું+ઇત=લિખિત)

પ્રકટ કરવું=જાહેર કરવું; ખૂલ્લું મૂકવું.

ધર્મવિચારક=ધર્મનો વિચાર કરનાર (ધર્મ+વિચાર+અક)

દૈનિક=દિવસની. (દિન+ઇક=વાળી

વાર્ષિક=વરસની. (વર્ષ+ઇક)

અસંભવિત=નહિ માનવા જેવો. (અ=નહિ+સંભવ=હોવાપણું+ઇ =વાળી )

માનભંગ=અપમાન. (માન+ભંગ= ભાંગવું) માનનું ઓછું થવુ માનનું ઘટવું.

ઇનકાર=ના; મનાઇ.

ખ્યાતિ=વખાણ; કીર્તિ. (ખ્યાધાતુ= વખણાવું; જાણવું+તિ)

**સવાલ**—ગેલેલીઓએ કયા સિદ્ધાંતનો ઉપદેશ કર્યો ? એન સિદ્ધાંતથી કયી સભાએ એને ત્રાસ આપ્યો ? તથા તેને કેવો કેવે ત્રાસ પડયો ? ગેલેલીઓના જીવનથી આપણે યુરોપના ધર્મોપદેશકે વિષે તથા શોધ ખોળ કરનારા વિષેની શું હકીકત મળે છે ! ગેલેલીઓએ કઇ કઇ શોધો કરી, કયા કયા સિદ્ધાંતો રચ્યા ! પૃથ્વીના ભ્રમણ વિશે શું હકીકત સમજાવી છે ?

### પાઠ ૮૪.

એક એકપે=એકએકથી ( પે પ્રત્યય છે.)

બળિઆ=બળવાન; જોરાવર.

નિકટ=પાસે.

ચારુ=સુંદર.

ઓકદા=એક વખત.
અચાનક=ઓચિંતા.
વિહંગમપતિ=ગરૂડ (વિહંગમ=પક્ષી વિહાયસ=આકાશ+ગમ્‌ધાતુ=જવું) +પતિ=ધણી=પક્ષીઓનો ઉપરિ.
દસ્ત ગ્રહ્યો=હાથ પકડ્યો.
સમોવડ=સરખા.
દુહાઇ=આણ.
સહાઇ=સાહી; પકડીને.
કપિરાય=(કપિ=વાનર+રાય=રાજા) વાનરનો રાજા.
કૃષ્ણ હિમાયતિ=કૃષ્ણની હીમાયત કરનાર; ગરૂડ.
રામદૂત=હનુમાન; રામનો સેવક; અંજની સુત. (રામ+દૂત)
દૂત=સેવક.
અહિરાવણ=રાવણનો મામો; તે રાક્ષસ હતો. એ રામ તથા હનુમાનને નાગપાશે બાંધી પાતાળમાં કાલિકાને ભોગ આપવા લઇ ગએલા. ત્યાં રામે હનુમાનની યુક્તિથી અહિરાવણને માર્યો.
ત્રણ તાત=ત્રણ બાપ; (પવન, શિવ, ને ઇંદ્ર)
માત કુંવારી=અંજની માતા કુંવારી હતી.
કોળઆ=જાણ્યા.
શોક તણી=શોકની; ગરૂડની મા વિનતા. (ગરૂડના બાપને કદ્રુ અને વિનતા એમ બે સ્ત્રી હતી. અરૂણ શાપથી વિનતા તે કદ્રુની દાસી હતી. તે દાસીપણામાંથી ગરૂડે છોડવી હતી.)
પાંગળો=અપંગ; જાંઘ વિનાનો, અરૂણ પાંગળો છે.
નિશ=રાત્રિ.
આહિર=ભરવાડ

એક વખતે હનુમાન્ અને ગરૂડ બેઉ એકજ જગ્યાએ મળીઆ હતા. તેઓ કોઇનાથી હિંમત હારી જાય નહિ તેવા એક એકથી વધારે જોરાવર હતા. (ટેક)

દ્વારકાના શ્રી કૃષ્ણ ભગવાનનો એક સુંદર બાગ પાસે (આવેલો)

છે, ત્યાં પોતાના સ્વામી (શ્રી કૃષ્ણ)ને વહાલા એવા ગરૂડજી ત્યાં (બાગની) ચોકી કરતા હતા. એક વખતે ઈશ્વરની મરજીથી હનુમાનજી પણ ત્યાં અચાનક આવીને, બાગમાંના ફળો ખાઈને, પછી ઝાડો ભાંગી દરીઆમાં ફેંક્યા. આ પ્રમાણે વિવેક છોડીને (પૂછ્યા વિના બાગનાં ફળ ફૂલ ઝાડને નુકસાન કરાય નહિ એ વિવેક છોડીને), તથા મનમાં ઘણો અહંકાર લાવીને, આ બાગના ઝાડને આવું નુકસાન કર્યું. આવી અનીતિ. (અવિવેક) જોઇ તેથી આકાશના પક્ષીઓના રાજાએ (ગરૂડે). તે હનુમાનજીનો, તેની પાસે આવી હાથ પકડ્યો. પછી સરખી ઉંમરના, અને બને યોદ્ધા જેવા, વૃક્ષથી આઘે જઇ, એક બીજા પર અત્યંત ખીજવાયા (એક વખત હનુમાન તથા ગરૂડ બને એક જગ્યાએ મળ્યા હતા. તેઓ એકએકથી ચઢીઆતા તથા કોઇ કોઇથી હિંમત હારે તેવા નહોતા) (૧)

ગરૂડજી (હનુમાનને) કહે છે કે, અલ્યા ઉભો રહે, તું ક્યાંનો સેવક છે, અને કહ્યા વિના તું બાગમાં કેમ પેઠો, આ વાડી કૃષ્ણની છે. અને તેની તને આણ છે. તું બહાર નીકળે છે કે નહિ? નહિતો હું તારો હાથ પકડી (બહાર) કહાડીશ અને તને સજા કરીશ. આવું સાંભળી હનુમાન ઘણી રીસ ચઢાવી ગુસ્સે થયો. (અને ગરૂડને કહ્યું) કે હે કૃષ્ણના હિમાયતી (ગરૂડજી) તું વિચાર કરીને વાણી બોલ. તેં હજી રામદૂત (રામના સેવક) હનુમાનને બરાબર જોયા નથી, તથા તેનાં પરાક્રમ વિષે સાંભળ્યું પણ નથી —એક વખતે હનુમાનજી તથા ગરૂડ બને એક જગાએ મળ્યા, તેઓ એકએકથી ચઢીઆતા, કોઇથી હિમત હારી જાય એવા ન હતા. (૨)

(ગરૂડજી કહે છે) કે હે શ્રી રામદૂત (હનુમાન) તમને મેં

ખ્યા, તમે હવે (તમારી વાત છાની રાખો), ને એમ ફૂલાઇ શામાટે
ા છો ? (રાવણનો મામો જે અહિરાવણ રાક્ષણ હતો, તે રામ
લક્ષ્મણને ઉંચકી જઇ પાતાળમાં લઇ ગયો હતો) તે અહિરાવણના
દ્વારે તમને માર માર્યો હતો એ વાત શું ભૂલી જાઓ છો ?
શ્રી કૃષ્ણના સેવક (ગરૂડ)થી પણ તમે હારી ગયા છો. માટે ધજાપર
કૃષ્ણના આશરે) પડયા રહેવું પડે છે (શ્રી કૃષ્ણના રથના
ા પર હનુમાનજીનું ચિત્ર છે તેથી આમ કહ્યું છે). તમે મનમાં
ને હરખાઇ જઇ મોટાઇ આણો છો માટે મારે કહેવું પડયું છે.
તમ રૂં બળ મેં જાણ્યું. (તમે) વાલી રાજાની બીકથી વનમાં
ા ગયા હતા, ને ત્યાં રહ્યા હતા, વળી કુંભકર્ણ (રાવણનો ભાઇ)
ા ગળી ગયો હતો. આ બધી વાતનો મનમાં વિચાર કરો. તમારા
બાપ છે, છતાં તમારી મા જે અંજની તે તો કુંવારી છે.
ના કુંવર તમે છો તે મેં જાણ્યું છે..............એક વખત
તથા હનુમાન બંને એક જગ્યાએ મળ્યા હતા; કોઇકોઇથી
ત હારી જાય નહિ એવા તથા બળમાં એકએકથી જોરાવર
ા હતા. (૩)

અરે ગરૂડ, હવે હું તારી આબરૂ કહું છું. તે સાંભળી તું
ા રહે (એમ હનુમાનજી કહે છે) તારી મા જે વિનતા, ને તારી
ા મા (કદ્રુ)ની દાસી હતી. એવો તું તો શોકનો પુત્ર છે. વળી
બીજો ભાઇ જે અરૂણ તે શરીરમાં ખોડવાળો (જાંઘ વિનાનો)
અને શરીરનું કાંઇ ઠેકાણું નથી. વળી સુરજ (સૂર્ય દેવતા) નો
હાંકનારો થઇને રાને તથા વહાણું વાયે ત્યાં સુધી ભટકવું પડે છે.
તારો (ઓરમાઇ) ભાઇ છતાં, તુંજ તે ભાઇને મારે છે, એવો

તું સમાસબંધીનો દુશ્મન બન્યો છે. વળી તારે માથે પણ સ્વામી છે, એટલે (તું પણ સેવક તો છેજ)એમ તારાં માબાપ બંને બીજાના કબજામાં રહીને જીવે છે (મા તે શોકના કબજામાં છે; ને બાપ કૃષ્ણના કબજામાં છે—સેવક છે) ને તમે આહીર જેવી ભરવાડની નીચ જાતિમાં ભળીઆ છો. (એટલે તમારૂં કુટુંબ માગં કરતાં નીચ-હલકું છે) એક વખત હનુમાનજી તથા ગરૂડ બંને એક જગાએ મળ્યા હતા. કોઇ કોઇથી હિંમત હારી જાય નહિ એવા, તથા બળમાં પણ એક એકથી જોરાવર હતા. (૪)

## પાઠ ૮૫

ઘરણી=ગૃહિણી; પોતાની સ્ત્રી
પરધાન=પ્રધાન; રાજાનો સલાહકાર.
ચેલી=શિષ્યા; ભણનાર છોકરી.
રસિકા=શોખીન; રસ લેનારી. (રસિક+આ)
ભાર્યા=સ્ત્રી. (ભાર=સંસારભાર+યા=જવું) સંસારનો ભાર વહેનારી.
સાધ્વી=સારાં આચરણવાળી; પતિવ્રતા (સાધુ=પવિત્ર+ઇ=વાળી)
પ્રિય બ વિણી=પ્રિય-મીઠું-બોલનારી પ્રીતિ ઉપજે એવું કહેનારી.
અરણ્ય=જંગલ; વન.
શૂરાતન=બહાદુરી.
બદનામ=કલંક; હલકું નામ; ગેર આબરૂ(બદ=ખરાબ+નામ=આબરૂ)
સંક્રાંત=ભેગા થવું; એકઠા થવું. (સં=સારી રીતે+ક્રમ્ ધાતુ=ઓળંગવું ક્રમધાતુનું ભૂ. કૃદંત ક્રાંત.)
લક્ષણ=ટેવ; સારાગુણો.
આત્મજ્ઞાન=પોતાના આત્મા, તથા બ્રહ્મ, ઇશ્વર વગેરેનું જ્ઞાન.
કર્મવાદી=કર્મ કરવાથી, સંસારમાંથી મુક્ત થવાય છે એવું માનનાર ને કહેનાર.
વિદૂષી=વિદ્વાન; ઘણું ભણેલી.
યુક્ત=યોગ્ય.

**સમજુતી**—જે ઘરમાં સારા આચરણવાળી, અને મીઠું બોલી સહુને આનંદ આપનારી સ્ત્રી નથી, એવા પુરૂષે વનમાંજ જવું,

કારણકે વન અને ઘર બને, તેમને સરખાંજ છે.

**સવાલ**—પ્રાચીન આર્ય સ્ત્રીઓનું શિક્ષણ, ધર્મજ્ઞાન, નીતિ, વગેરે કેવાં હતાં? કવિ કાલિદાસે આર્ય સ્ત્રીઓની મહત્તા કેવી વર્ણવી છે? ઘર ને વન કોને સરખાં જેવાં છે? શૂરાતન બતાવનારી કઇ સ્ત્રીઓ હતી? પતિવ્રતા સ્ત્રીઓ ગણાવો. વિદુષી સ્ત્રીઓ ગણાવો.

### પાઠ ૮૬.

દૈનિક ગતિ=પૃથ્વી તેની ધરી પર ૨૪ કલાકમાં એક આંટો ફરે છે, ને રાત્રિ દિવસ થાય છે, એવું પૃથ્વીનું ધરી પર ફરવું તે.
કલ્પિત=કલ્પેલી; અટકળ કરેલી.
રેખા=લીટી (રેષા=લીટી)
વૃત્ત=વર્તુલ આકારની લીટીઓ (વૃધાતુ=વળવું+ત પ્રત્યય)
વિષુવવૃત્ત=પૃથ્વીના ગોળાપર મધ્યમાં દોરેલું મોટું વૃત્ત. જે વૃત્તથી પૃથ્વીના બે સરખા ભાગ ઉત્તર તથા દક્ષિણ તરફના બને છે તે વૃત્ત.
સમાનાંતર=સરખું અંતર. (સમાન=સરખું+અંતર=છેટું)
અક્ષવૃત્ત=વિષુવવૃતને સમાંતર ઉત્તર ગોળાર્ધ, તથા દક્ષિણ ગોળાર્ધમાં દોરેલાં આડાં વર્તુલો.
અક્ષાંશ=વિષુવવૃતથી ઉત્તર કે દક્ષિણ દિશાએ આવેલું કોઇ અંતર.
પ્રેક્ષાગૃહ=આકાશી પદાર્થનું અવલોકન કરવા માટે બાંધેલું ઘર; વેધશાળા (પ્ર+ઈક્ષ્ ધાતુ=જોવું+ગૃહ=ઘર)
રેખાંશવૃત્ત=કોઇ નક્કી કરેલા વૃત્તથી ઉત્તર તથા દક્ષિણ ધ્રુવમાં થઇને જતાં ને વિષુવવૃત્તને છેદતાં વર્તુલો.
પરિવર્તન માર્ગ=આસપાસ ફરવાનો માર્ગ. (પરિ=આસપાસ+વર્તન=ફરવું તે+માર્ગ)
ઋતુભેદ=ઋતુઓમાં ફેરફાર. (ઋતુ+ભેદ=તફાવત; ફેર)

**સવાલ**—રાત્રિ દિવસ પૃથ્વીની કઇ ગતિથી થાય છે? અક્ષાંશવૃત્ત, ને વિષુવવૃત્ત તથા રેખાંશવૃત્ત એટલે શું? રેખાંશવૃત્ત

કયાંથી ગણાય છે? અક્ષાંશ અને રેખાંશકનેથી શું સમજાય છે? પૃથ્વીની ધરી એ કેવી લીટી છે?

### પાઠ ૮૭.

કર્કરાશિ=સૂર્ય જે માર્ગમાં ફરતો જણાય છે તેના ૧૨ ભાગ પાડયા છે. તે દરેક ભાગને રાશી નમ આપ્યું છે. તેમાંનો એક ભાગ. આકાશમાં એ રાશીઓ છે તે તારાનાં ઝુમખાં છે. તેનો આકાર કાચબા જેવો છે માટે તે કર્કરાશિ છે.

મકરરાશિ=જે ભ ગમાં થઇને સૂર્ય ફરે છે તેમાંનો એક મગરના જેવા આકારનો ભાગ.

કર્કવૃત્ત=કર્કરાશીમાં થઇને જતું વૃત્ત. એ વૃત વિષુવવૃતની ઉત્તરે ૨૩½° છેટે છે.

મકરવૃત્ત=મકર રાશીમાં થઇને જતું વૃત્ત. એ વૃત્ત વિષુવવૃત્તની દક્ષિણે ૨૩½° છેટે છે.

ઉત્તર ધ્રુવવૃત્ત=ઉત્તર ધ્રુવથી દક્ષિણે ૨૩½° ને છેટે જે વર્તુલ દોર્યાં છે તે.

દક્ષિણ ધ્રુવવૃત્ત=દક્ષિણ ધ્રુવથી ઉત્તરે ૨૩½° ને છેટે જે વર્તુલો દોર્યાં છે તે.

મહાવૃત્ત=મોટાંવૃતો. વિષુવવૃત્ત તથા પ્રકાશવૃત્ત.

પ્રકાશવૃત્ત=પૃથ્વીના ગોળાપરવિષુવવૃત્ત પર રાત દિવસ સરખાં રહે છે એવું પ્રકાશ દર્શાવનાર વૃત્ત.

**સવાલ**—ઋતુભેદ પૃથ્વીની કઇ ગતિથી થાય છે? પૃથ્વીની ધરી સીધી લંબ હોત તો શું થાત? પૃથ્વી ધરી કેવી રીતે રાખીને સૂર્યની આસપાસ ફરે છે? વિષુવવૃત્ત પર બારેમાસ દહાડો ને રાત સરખાં હોય છે, અને દિવસ રાત લાંબા ટુંકી થાય છે એનું કારણ શું છે? કયે દિવસે લાંબામાં લાંબો દહાડો તથા રાત હોય છે અગર સરખાં દિવસ રાત હોય છે?

પાઠ ૮૮.

શહાદત=ધર્મને ખાતર જિંદગી ખોવી તે.
વિરલ=કોઈક.
આદર્શો=સારા નમુના; સુંદર દાખલાઓ.
ગર્ભ શ્રીમંત=જન્મના પહેલાંનોજ પૈસાદાર; ગર્ભમાંથી જેના ઉપર શ્રીમંતાઇની છાપ પડી હોય એવો.
વિરક્ત=વિરાગી.
યુવતી=જુવાન સ્ત્રી.
આસક્ત=મોહિત; પ્રેમાળ.
આઘાત=ઘા; સંસારપર વૈરાગ્યનો પ્રહાર.
અનહદ=અસીમ (અન=નહિ+હદ=છેડા). છેડા વગરની; અપાર.
વિરાગ=ત્યાગ (વિ=નહિ+રાગ=પ્રેમ)
પરિચિત=જાણીતો; ઓળખીતો.
આલેખાય છે=ગણાય છે, મનાય છે.
સમાજ=મંડળ; માણસોનું ટોળું.
અધોગતિ=પડતી દશા; નઠારી હાલત. (અધ=નીચું+ગતિ=જવું તે; સ્થાન)
ઝાટકણી કાઢી=ઠપકો આપ્યો; ન કહેવાનું કહ્યું; વગોવ્યા; તિરસ્કાર કર્યો.
ઉપમહંત=નાનો મહંત; મુખ્ય અધિકારીના હાથ નીચેનો.
અધીશ=ઉપરિ; અધિકારી; રાજા.

સવાલ—સૅવોનેરોલાને દુનિયા ઉપર કયાં કારણે તિરસ્કાર આવ્યો? તથા ઉપમહંત કેવી રીતે થયો? તેણે જનમંડળને કેવો ઉપદેશ આપ્યો? રાજાનો અપ્રિય કેવી રીતે બન્યો? સૅવોનેરોલાનો જન્મ કયાં થયો?

પાઠ ૮૯.

ઘોળાયો=વારેવારે આવ્યો.
અમને=ઇચ્છા વિના; મરજી વગર. (અ=નહિ+મન=ઇચ્છા.)
કૃતકૃત્ય=જેની ઇચ્છાઓ સફળ થઇ હોય તેવા; કૃતાર્થ. (કૃત=કરેલું+કૃત્ય=કામ)
ઐક્ય=એકપણું; સંપ; એકતા.
સંપાદન કરશો=મેળવશો.
ઉન્નત=ઊંચું. (ઉત્=ઉપર+નમ્ ધાતુ=નમવું)
વિધિ=ક્રિયા; કામ.
ધસારો=પડાપડી.

સવાલ—રાજા લૅરેન઼્ોનો ખેદ કેવી રીતે ટળ્યો? તેને શા માટે ખેદ થયો હતો? સૅવોનેરોલાએ રાજાને શું ઉપદેશ આપ્યો? સૅવોનેરોલાને રાજ્યતંત્ર કેવી રીતે મળ્યું? સૅવોનેરોલાએ રાજ્યમાં શું શું પ્રજાનાં સુખનાં કામો કર્યાં? લોકોને તે સાધુએ શું સદ્બોધ આપ્યો? તેનાં ઉપદેશ, ને રાજાનું ચરિત્ર એ બંનેથી પ્રજામાં શું સારું પરિણામ આવ્યું?

## પાઠ ૬૦.

બેધડક=ખુલ્લા મનથી; ગભરાયા વગર; નીડરપણે.

ટીકા=કોઈની ચાલચલગત વિષે વિસ્તારીને ઠપકો આપવો તે.

નિરુત્તર=સામે જવાબ આપી શકાય નહિ તેવો. (નિર્=નહિ+ઉત્તર=જવાબ)

સ્ત્રીલંપટતા=સ્ત્રીના પ્રેમમાં મશગુલ રહેવાપણું; જુદી જુદી સ્ત્રીઓનો આનંદ લેવો તે.

દુશ્મત=ધાંધ

બહિષ્કૃત=બહાર કાઢેલું (બહિષ=બહાર+કૃત=કરેલું).

દ્યૂત=જુગટું; જુગાર.

લંપટતા=વ્યભિચારીપણું; છૂટાં આચરણ.

પ્રચલિત=જાહેર; બધામાં વખણાએલો.

આહ્વાન=આવેલું કહેણ.

દેશનિકાલ=જન્મદેશ છોડાવી બીજે દેશ કાઢી મૂકવો તે.

અડગ=ડગે નહિ તેવો.

યુદ્ધપ્રવૃત્ત=યુદ્ધમાં મચી રહેલું.

મુકદ્દમો=ફેંસલો; અરજી.

સવાલ—સૅવોનેરોલાને શું શું દુઃખો પડ્યાં? સૅવોનેરોલાનું મરણ કેવી રીતે ને શાથી થયું? તેનો શો ગુનો હતો? એ ગુનાની શી શી શિક્ષાઓ ખમવી પડી? ઇટાલીના મુખ્ય ધર્મગુરુનું નામ શું? પોપના કોપનું ફળ કોણે ભોગવ્યું?

## પાઠ ૯૧.

ગરવી=મોટી; વિશાળ (ગુરુ=મોટી +ઈ=વાળી)

દીપે=શોભે.

અરૂણું=સૂર્ય ઉગ્યા પહેલાનું લાલ રંગનું અજવાળું.

ધ્વજ=ધજા.

કસુંબી=કસુંબાના જેવો રંગ; રાતો; લાલ.

પ્રેમ શૌર્ય અંકિત=સ્નેહ, અને શૂરાતનના ચિહ્નવાળી (પ્રેમ=સ્નેહ +શૌર્ય=શૂરાતન+અંકિત=નિશાની -ચિહ્નવાળી.)

નિજસંતતિ=પોતાનાં છોકરાં; પોતાની પ્રજા. (નિજ=પોતાની+સંતતિ= સંતાન )

કરંત=કરે છે.

દ્વારકેશ=કૃષ્ણ (દ્વારકા+ઈશ) દ્વારકાના રાજા; રણછોડજી.

સુભટ=સારા લડવૈયા; યોદ્ધા. (સુ= સારા+ભટ=(ભડ)=લડવૈયો)

જુદ્ધરમણ=લડાઇમાં ઝુઝવું તે

રત્નાગર=(સં) રત્નાકર. ઉપરથી= રત્નોનો ભંડાર (રત્ન=કીમતી ધાતુઓ+આકાર=ખાણ, ભંડાર )

પૂર્વજો=પહેલાં જન્મેલા; ઘરડાઓ. બાપદાદાઓ. (પૂર્વ=પહેલાં+જ= જન્મેલા)

આશિસ=આશીર્વાદ; ભલું થાઓ એવું કહેવું તે.

જયકર=ફતેહ કરનાર. (જય=જીત કર+કરનાર)

સોહે=શોભે.

રંગ=શોભા

સરસરંગ=સારી શોભા; સારી ચડતી

સત્વર=ત્વરત; જલદી; એકદમ;

શકુન=સારાં ચિહ્ન; શુકન. (વિદ્યાર્થી, ગાય, પનીઆરી, બ્રાહ્મણ, વગેરે મળે તે સારાં શુકન કહેવાય છે)

ઘૂમે=મહાલે;

નર્મદાસાથ=નર્મદાશંકર કવિના વિચારને મળતું ટોળું (નર્મદ= નર્મદાશંકરકવિ+સાથ=ટોળું)

સમજુતી;—હે, ગુજરાતની વિશાળ ભૂમિ, તારી ફતેહ થાઓ;

ફતેહ થાઓ. હવે અરૂણથી શોભીતું પ્રભાત શોભે છે. (તારી ચઢતીનો વખત આવ્યો છે)

સ્નેહ, અને એને શૂરાતનની નિશાનીવાળો લાલ રંગનો વાવટો (તારી જમીનપર) ઝળઝળ કરતો શોભશે. માટે તું વારી તમામ પ્રજાને સ્નેહ સાથેની ભકિતની રીત શીખવ. (એક બીજાની રીત શીખવ.) હે ગુજરાતની ભૂમી, તારી જાત, સૌથી ઊંચી છે (તારી જમીન સૌથી વધારે ફળદ્રુપ–રસાળ છે) હે ગુજરાતની વિશાળ ભૂમિ તારી ફતેહ થાએ, ફતેહ થાઓ. (૧)

તારી ઉત્તરમાં (ગુજરાત દેશની ઉત્તરમાં) અંબા માતા શોભે છે, વળી પૂર્વમાં કાળિકામાતા (પાવાગઢ પર્વત પરની) શોભે છે, વળી દક્ષિણમાં કુંતેશ્વર મહાદેવ, તથા પશ્ચિમમાં દ્વારકાના રણછોડજી, તથા સોમનાથ મહાદેવ એ દેવો તારૂં રક્ષણ કરે છે. તેઓ ખરેખર તારી મદદમાં છે. હે ગુજરાતની વિશાળ ભૂમિ, તારી ફતેહ થાઓ, ફતેહ થાઓ. (૨)

નર્મદા, (રેવા) તથા તાપી નદી એ તને જુએ છે. વળી મહી, ને બીજી નદી પણ તને જુએ છે (પવિત્ર નદીઓ તારી જમીનમાં આવેલી છે તેથી પણ તું મોટી છે.) વળી લડવૈઆના લડાઇમાં ઝુઝવાના પરાક્રમને પણ રત્નોથી ભરેલો એવો અરબી સમુદ્ર જુઓ. (કુદરતી રીતેજ તારી પાસે સમુદ્ર જેવા મોટા યોદ્ધાઓ ; તેની તને મદદ છે.) પર્વત ઉપરથી બહાદુર વડવાઓ (તારી પ્રજાને ગુજરાતના લોકોને) આશીર્વાદ આપે છે કે તારી ફતેહ થાઓ. તારી તમામ જાતો (જુદી જુદી બધી પ્રજાઓ) એક સંપથી શોભે છે. હે, ગુજરાતની વિશાળ ભૂમિ, તારી ફતેહ થાઓ, ફતેહ થાઓ (૩)

જે વખતે અણુહિલપુર પાટણુની શોભાં હતી, ને સિદ્ધરાજ
સિંહ એ રાજાની જે શોભા વૈભવ-હતાં, તે શોભાના કરતાં
સૌથી વધારે શોભા (ચડતીનો વખત) હે મા (ગુજરાતની ભૂમિ,)
તારી જલદી થશે. કેમકે સારાં શુકન જણાય છે, રાત વીતી
છે તેથી હવે પ્રભાત થઇ બપોર બરાબર શોભશે. (પડતીનો
ત જતો રહ્યો છે. અને ચઢતીનો ખરો વખત-સંપૂર્ણ. ચડતીનો
ત હવે આવશે.) હવે તારી પ્રજાનું ટોળું, કવિ નર્મદાશંકરના
ાર સાથે મળતું થઇને ગુજરાતની પ્રજાનું હિત વિચારવા મંડી
છે (એટલે જલદી ચઢતી થશે) હે ગુજરાતની વિશાળ ભૂમિ,
ફતેહ થાઓ ફતેહ થાઓ. (૪)

પાઠ ૯૨.

નું ખરૂં પદ=પોતાનું ખરૂં
ન; પોતાની ખરી લાયકાત
વડાઇ=પોતાની ખોટી મોટાઇ
પ=પોતે+વડ ઇ=મોટાઇ)
=એડોળ; નઠારી.
=ઘણું ઉંડું.
ાગર=જ્ઞાનરૂપી દરીઓ
રવું=પીવું; મેળવવું.
ાની=થોડી બુદ્ધિવાળો.
પ=જરા;થોડું+જ્ઞાન+ઇ=વાળો)
ારે.
=અભિમાનના મદથી.

બુધજનતણું=બુદ્ધિવાળા ડાહ્યા
માણુસોનું (બુધ=ડાહ્યા, બુદ્ધિ-
વાળા+જનતણું=માણુસનું.)
મદવિણુ=અહંકારના મદ વગરનો.
ઇર્ષાળુ=અદેખો; બીજાનું સારૂં
થતું હોય તે જોઇ મનમાં બળી
મરનારો (ઇર્ષા=અદેખાઇ+આળુ
=વાળો)
ઉદ્ભવી=પેદા થઇ; જન્મી.
અનર્થ પરંપરા=અર્થ વગરની
હારની હાર. (અન=નહિ+અર્થ
=મતલબ; કારણુ+પરંપરા=હાર)
બણુમાં કૂંકે છે=ખોટાં ખોટાં
વખાણુ કરે છે.

અતિશયોક્તિ=જેટલું હોય તેના કરતાં વધારી વધારીને કહેવું તે. (અતિશય=વધારે+ઉક્તિ=વચન; બોલવું તે)
તોકું=તોકે
સાવધ=સાવચેત; ચેતતા રહેવું તે.

**સમજુતી**—જ્યારે હું થોડી બુદ્ધિવાળો હતો. ત્યારે અભિમાનના મદથી આંધળો બનતો, અને બધું હુંજ જાણું છું એવો મનમાં અહંકાર રાખતો હતો; પણ જ્યારથી ડાહ્યા બુદ્ધિવાળા માણસો પાસેથી મને ઘણું ઘણું જ્ઞાન મળ્યું, ત્યારે હું એવું સમજતો થયો કે, હું હજી અજ્ઞાન છું (મારે હજી ઘણું જ્ઞાન મેળવવાનું બાકી છે) એમ અહંકાર વગરનો ડાહ્યો (સમજણો) બન્યો.

**સારાંશ**—આપવડાઇ કરવી નહિ, આપવડાઇથી આપણે બીજાને છેતરીએ છીએ, પણ એથી દુનિયા છેતરાતી નથી, અને ઉલટ આપણેજ છેતરાઇએ છીએ. જે આપવડાઇ કરતો હોય તેનાથી આપણે હંમેશ ચેતતા-સાવચેત રહેવું. નહિ તો એ દુર્ગુણ આપણામાં આવે છે, ને મૂર્ખ બનાવે છે.

**સવાલ**—આપવડાઇનો ગુણ માણસમાં કેવી રીતે આવે છે? આપવડાઇથી શું શું નુકસાન થાય છે? આપવડાઇ એ સદ્ગુણ છે કે દુર્ગુણ? આપવડાઇથી માણસો કેવાં કેવાં નઠારાં કામો કરે છે?

## પાઠ ૯૩.

નિરુત્સાહી=હોંસ કે ઉત્સાહ વગરના (નિર્=નહિ+ઉત્સાહ=ઉમંગ; હોંસ+ઇ=વાળા.)
આશાવંત=આશાવાળા. (વંત પ્રત્યય=વાળા)
હિચકારાપણું=કાયરપણું; બાયલાપણું
કુલવ્રત=કુળમાં ચાલતી આવેલી રીત; કુળની રીત.
ફિલસુફ=તત્ત્વજ્ઞાની.
વિફળ=નકામો; ફળ વગરનો. (વિ=નહિ+ફળ=પરિણામ).

રાજ્ય પરિવર્તન=રાજ્યમાં ફેરફાર.
પ્રત=નકલ.
અનુપમ=જેની સરખામણી ન કરી શકાય એવું (અન=નહિ+ ઉપમ=ઉપમા; સરખામણી.)
રંગેરંગ=નસેનસ.
અસ્તવ્યસ્ત=અવ્યવસ્થિત.
સાંગોપાંગ=અંગ, તથા ઉપાંગ સાથે. (સ+અંગ+ઉપાંગ=ઉપ+અંગ)
સુરંગ=સારો રંગ: સારી શોભા.
વ્યંગ્ય=કવિતાનો ઊંડો અર્થ.
ગિરાગુર્જરી=ગુજરાતી ભાષા, (ગુર્જરી=ગુજરાતી+ગિરા=વાણી)
પાદેપાદ=દરેક કવિતાની કડીઓએ (પાદ=પગ. કવિતાની કડી.)
ભૂષણવતી=અલંકારવાળી. કવિતાને પણ શોભાવનાર ઘરેણાં છે. જેવાં કે અર્થાલંકાર, શબ્દાલંકાર, વગેરે કવિતાના અલંકાર છે.
ગીર્વાણ=સંસ્કૃત.
બ્હેનપણી=બધી પ્રાકૃત જે હિંદી, મરાઠી, કાનડી, બંગાળી વગેરે ગુજરાતીની બેનપણીઓ છે તેથી.)
હરિ=પરમેશ્વર; ધાતુ=હરવું. ) જે આપણાં દુ:ખ લઇ લે છે તે.

સાર—કોઇ પણ કામમાં નિરુત્સાહી બનવું નહિ. એક વખત નિષ્ફળ થવાય, તો તે કામ છોડી દેવું નહિ, પણ બમણા ઉત્સાહથી કરવું. હિંમત નહિ હારનાર માણસ, ધૈર્ય તથા ખંતથી પોતાના કામમાં વિજય મેળવે છે.

સવાલ—ઉત્સાહ વગરના થઇ જવાથી આપણને શું નુકસાન થવું જોઇએ ? સજ્જનોનું કુલધન શું છે ? કામમાં નિષ્ફળ નીવડીએ તો આપણે શું પ્રયત્ન કરવો ? અમેરિકાના પક્ષિવિદ્યાના અભ્યાસીના ઉત્સાહનો દાખલો આપો. તેણે શું શું કર્યું છે ? કેરી નામના ઉત્સાહી પાદરી વિષે તથા કાર્લાઇલ વિષે શું જાણવામાં આવ્યું છે ? તે કહો.

કવિ પ્રેમાનંદનું વ્રત હતું કે જ્યાં સુધી ગુજરાતી ભાષામાં સારી કવિતાઓ હું બનાવું નહિ, ત્યાં સુધી મારે પાઘડી પહેરવી નહિ. આ વ્રતને અનુસરી એણે ઘણીજ ઉત્તમ ભાવાર્થવાળી, ને અનુપ્રાસ, વર્ણસગાઇ તથા ઉંડા અર્થની સુંદર કવિતા બનાવી છે. તે કવિ ગુજરાતી ભાષા સૌથી સારી બને તે માટે ઇશ્વરને પ્રાર્થના–વિનંતી કરે છે–કે

ગુજરાતી ભાષના અંગો તથા બીજા નાના અંગો (ચરોતર, કાઠીઆવાડની ગુજરાતી ભાષા વગેરે) સાથે ગુજરાતી ભાષા ઘણીજ શોભાયમાન, તથા ઉંડા અર્થને મતલબવાળી બને એવી થાઓ. વળી કવિતાની દરેક કડી રસવાળી, (આનંદ ઉપજે તેવી) અને કાવ્યના જે અલંકારો છે તેવાં અલંકારોવાળી ગુજરાતી ભાષા થાઓ.

વળી જે સંસ્કૃત ભાષા બધાથી શ્રેષ્ઠ (સંસ્કારવાળી–શુદ્ધ) ગણાય છે, તેવી શુદ્ધ અને ઉચ્ચ સ્થાનવાળી ગુજરાતી ભાષા બનો. વળી એની (ગુજરાતીની) બીજી સખીઓ બેનપણીઓ–(હિંદી, મરાઠી, કાનડી, તામીલ, બંગાલી, વગેરે) જે પ્રાકૃત ભષાઓ છે. તે બધી સખીઓથી પણ શ્રેષ્ઠ–એવી (સખીની ઉપરી)–અમારી ગુજરાતી ભાષા બનો. હે હરિ! મારી જે આ આશાઓ છે તે પૂર્ણ કરો. (તો બસ છે.)

**મેસર્સ સી. ડી. શાહ, એન્ડ કો૦ કૃત.**

ત્રિવેદિવાચનમાળા

**પુસ્તક સાતમાના અર્થ સમાપ્ત.**